

# સંઘગીતા

## (યુગાચાર્ય સ્વામી શ્રી પ્રણવાનંદજીના ઉપદેશો)



પ.પૂ. સ્વામી શ્રી પ્રણવાનંદજી મહારાજ




« લેખક »

**પ.પૂ. સ્વામી શ્રી વેદાનંદજી મહારાજ**





**-: મુદ્રક - પ્રકાશક - પ્રાપ્તિસ્થાન :-**

**શ્રી સમીરભાઈ જીતેન્દ્રભાઈ દેસાઈ** (સંચાલક/ટ્રસ્ટી)
શ્રી યુગાચાર્ય સ્વામી પ્રણવાનંદજી કેળવણી ટ્રસ્ટ
નવયુગ શિશુ નિકેતન
એ-જી, હાઈવે, કમાણા ચાર રસ્તા, વિસનગર-૩૮૪૩૧૫
ફોન નં. : (૦૨૭૬૫) ૨૨૩૨૮૦, ૯૪૨૯૨૬૦૫૫૧

**-: અર્પણ :-**



**પૂ. નિર્મળાબેન વા. દેસાઈ (આદ્યસ્થાપક)**



**પૂ. રાસબિહારી દેસાઈ (સ્થાપક મે.ટ્રસ્ટી)**

**આવૃત્તિ : ચોથી**

વર્ષ : ૨૦૧૬ પ્રત : ૧૦૦૦ કિંમત : રૂા. ૨૦/-

॥ બાળક એ બ્રહ્મલીલાનો આવિર્ભાવ છે ॥

**મુદ્રણ સ્થાન :-** તસ્વીર ઓફસેટ, વિસનગર

# પ્રસ્તાવના

સંઘગીતા એ પૂ. સ્વામી શ્રી વેદાનંદજીની મૂળ બંગાળી કૃતિનો અનુવાદ છે. પૂ.સ્વામી વેદાનંદજીએ આ સંઘગીતા યુગાચાર્ય સ્વામી શ્રી પ્રણવાનંદજી મહારાજ દ્વારા ૧૯૧૬માં સ્થાપિત ભારત સેવાશ્રમ સંઘના સંન્યાસીઓ તેમજ બ્રહ્મચારીઓના માર્ગદર્શન માટે તથા અભ્યાસ સારું રચ્યું હતું. જેમાં સંઘના સંસ્થાપક પૂ. સ્વામી પ્રણવાનંદજી મહારાજે પોતાના સંન્યાસી શિષ્યોના આધ્યાત્મિક વિકાસ માટે જે ઉપદેશો કરેલા, તેનો સારાંશ અહીંયાં આપવામાં આવેલ છે. સંઘગીતા ભારત સેવાશ્રમ સંઘના અનુયાયીઓ - ભક્તો તથા આમ વાચકો પણ પોતાના જીવનકાળ દરમ્યાન મૂંઝવણના સમયે માર્ગદર્શન મેળવી શકશે. તેઓ સૌ જો આ ઉપદેશોનો અભ્યાસ કરશે તો તેમને ચોક્કસ દિશા મળી રહેશે.

અમારી સંસ્થા નવયુગ શિશુ નિકેતનના આદ્યસ્થાપક પૂ. નિર્મળાબેન વાડીલાલ દેસાઈ ભારત સેવાશ્રમ સંઘના સંપર્કમાં સને ૧૯૪૪ દરમ્યાન આવ્યા અને આગળ જતાં પૂ. સ્વામી અદ્વૈતાનંદજી પાસેથી દીક્ષા પણ લીધી. અને સંપૂર્ણ જીવન સમર્પિત કર્યું. સન ૧૯૫૩ માં વિસનગરમાં નવયુગ શિશુ નિકેતન સંસ્થાની સ્થાપના પૂ.સ્વામી અદ્વૈતાનંદજીના આશિર્વાદથી બાળ કેળવણીના હેતુસર કરી, ત્યારબાદ સન ૧૯૬૫માં શ્રી યુગાચાર્ય સ્વામી પ્રણવાનંદજી કેળવણી ટ્રસ્ટના નેજા હેઠળ નવયુગ શિશુ નિકેતન સંસ્થાનો વિકાસ શરૂ થયો. સ્થાપક મેનેજીંગ ટ્રસ્ટી શ્રી રાસબિહારી દેસાઈ સતત



સંસ્થાના વિકાસમાં સક્રિય રહ્યા અને તેઓ ભારત સેવાશ્રમ સંઘમાં પણ સતત કાર્યરત રહ્યા.

પૂ. નિર્મળાબેન (ફોઈમા) દેસાઈ આધ્યાત્મિક કે સાંસારિક મુશ્કેલીના સમયે કાયમી સંઘગીતાનો આશરો લેતા. પૂ.ગુરૂજીના ચરણોમાં સંઘગીતા રાખી. પૂજારૂમમાં દીવો - અગરબત્તી કરી ગુરૂધ્યાન ધરી આંખ બંધ કરીને સંઘગીતા હાથમાં લેતાં, અને કોઈપણ પેજ ખોલતા જેમાં પ.ગુરૂ મહારાજનો સંદેશ અચૂક પ્રેરણાદાયી અને માર્ગદર્શન રૂપ પૂરવાર થતો, વર્ષોથી અમારા કુટુંબમાં અને સંસ્થા - પરિવારમાં આ પરંપરા બની રહી છે.

ભારત સેવાશ્રમ સંઘની શતાબ્દી વર્ષની ઉજવણી દરમ્યાન અમારા ટ્રસ્ટ વતી સંઘગીતાની ચતુર્થ આવૃત્તિ પ્રગટ કરતા અનહદ આનંદની લાગણી અનુભવીએ છીએ. અમારી સંસ્થાના આદ્યસ્થાપક પૂ. નિર્મળાબેન દેસાઈ તથા શ્રી રાસબિહારી દેસાઈને આ સંઘગીતા અર્પણ કરીએ છીએ. પૂ. ગુરૂ મહારાજના ઉપદેશો સૌને માટે પથદર્શક બની રહે તેવી અભ્યર્થના સાથે...

॥ ૐ ગુરૂ કૃપા હિ કેવલમ્ ॥

તા. ૨-૧-૨૦૧૬

શ્રી યુ.સ્વા. પ્ર. કે. ટ્રસ્ટ
(નવયુગ શિશુ નિકેતન)
વિસનગર - ૩૮૪૩૧૫
ગુજરાત

**ટ્રસ્ટી ગણ**
**શ્રી યુ. સ્વા. પ્ર. કે. ટ્રસ્ટ**
**વિસનગર**

ॐ
અર્ઘ્ય

**હે યુગાચાર્ય !**

આપની પધરામણી ફરીથી થઈ છે. સ્વમુખે આપે બાંહેધરી દીધી છે કે સૃષ્ટિના જીવો પ્રત્યેની કરુણાથી પ્રેરાઈને તેમનો ઉદ્ધાર કરવા મહામુક્તિને પંથે દોરવા આપ વારંવાર ભૂતળ પર પધારશો !

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।

धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

અર્થાત્ કે સાધુજનોની રક્ષા, દુર્જનોના વિનાશ અને ધર્મની સ્થાપના અર્થે યુગે યુગે હું અવતાર લઈશ.

એવી આપની નિજમુખની બાંહેધરી છે અને એ બાંહેધરી મુજબ યુગે યુગે આપના અવતાર થતા અમે જોયા છે અને જોઈએ છીએ. પરંતુ જોયા છતાં પિછાણાય છે ક્યાં ! અને પિછાણાયા છતાં શરણાગતિ સિદ્ધ થાય છે ક્યાં? જીવને જેની વાસ્તવિક જરૂર છે તે તો આપની છે. આ જીવસૃષ્ટિ જે તત્ત્વમાંથી પ્રાદુર્ભાવ પામીને આ વિરાટ વિશ્વ લીલામાં અભિવ્યક્ત થાય છે, તે તત્ત્વ તો આપ પોતે જ છો. આપને આધારે કરીને જ આ વિશ્વ જગત આનંદને હિંડોળે નિત્ય હીંચી રહ્યું છે. મહા પ્રલય વખતે ફરી પાછું તે આપના ખોળામાં જ વિલીન થઈ



જવાનું છે. વિશ્વના અંતરમાં આપ અંતર્યામી રૂપે વિરાજો છો, અને બહાર વિરાટ વિશ્વવિભૂતિ રૂપે વિલસો છો. આપના એ વિશ્વસ્વરૂપને અમે પિછાનતાં નથી-રે ! પિછાની શકતાં નથી, અને આ સીમાબદ્ધ દેહ, મન ને બુદ્ધિ દ્વારા કદાપિ પિછાની શકવાનાં પણ નથી.

હે વિશ્વગુરો ! એટલે જ આપ અપાર અહૈતુકી કરુણાથી પ્રેરાઈને યુગે યુગે દેહ, મન અને બુદ્ધિનાં બંધનો સ્વીકારી જગતમાં આવતા રહો છો, અને તૃષાતુર, તાપદગ્ધ, આર્ત, ભક્ત અને આશ્રિત જીવસમૂહને નિકટ ખેંચી લઈને આપના એ अवांगमनसोगोचर -યાને વાક્ય ને મનથી પર અસીમ સ્વરૂપના ખોળામાં ઊંચકી લો છો !

હે જગદ્‌ગુરો ! પણ અમે આપને હજી બરાબર ઓળખ્યા છે ક્યાં ? જિગરના સમગ્ર પ્રેમથી આપને સત્કાર્યા-સેવ્યા છે ક્યાં ? એ શ્રદ્ધા, એ અનુરાગ અને એ વ્યાકુળતાના ભાવ અમારામાં હજી પ્રગટ્યા છે ક્યાં ? એ વિશ્વાસ, એ શરણબુદ્ધિ અને એ સેવાની ધગશના ભાવ અમારામાં ક્યાં પ્રગટ્યાં છે ? છતાં જીવો પ્રત્યેના અહૈતુક-નિઃસ્વાર્થ પ્રેમને લીધે જ આપ પધાર્યા છો, તે ભલે પધાર્યા ! અમારે આપને બીજી શી પ્રાર્થના કરવાની હોય ? આ અહૈતુકી કરુણાથી જ સાધનશક્તિહીન અભાગિયા જીવોને આપના કૃપાબળથી આપ નિજ

ચરણકમળમાં ખેંચી લેજો.

આ પ્રેમરસહીન, અને હાહાકાર-આર્તનાદની જ્વાળામાં સપડાયેલા પ્રાણમનની એકાગ્રતાપૂર્વક આ ‘અર્ઘ્ય’ આપનાં ચરણોમાં ધર્યો છે તે સ્વીકારવા કૃપા કરશો આપની અહૈતુકી દયા સિવાય બીજા કશાની લલુપતા મને નથી.

हरि ॐ । गुरोः कृपा हि केवलम् ॥

卐

## સિદ્ધાન્ત-પંચક

૧. જેની ઈચ્છાએ કરીને જીવ આ માયામય વિશ્વમાં વિવિધરૂપે, વિવિધ ભાવે અને વિવિધ ક્ષેત્ર વિષે લીલા કરી રહ્યો છે, તે પરમાત્માને શરણે જવાથી જ તેની કૃપાપ્રસાદી પ્રાપ્ત થશે અને તે કૃપાપ્રસાદી વડે જ આ માયાની ઝંઝટમાંથી મુક્તિ મેળવી શકશે. એ સિવાય બીજો કોઈ જ ઉપાય નથી.

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।

मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥

૨. યોગ-ધ્યાન-તપસ્યા, પૂજા-અર્ચના-દાન-યજ્ઞ-વ્રત-નિયમ-ઉપવાસ-તીર્થભ્રમણ એમાંથી કંઈ કરતાં કંઈ પણ માનવને અતિ વહાલું એવું એનું ચિરવાંછિત પરમપદ અપાવી શકે તેમ નથી. પરમપદની પ્રાપ્તિ તો ત્યારે જ થઈ શકે કે જ્યારે



સર્વતોભાવે પ્રભુનું શરણ સ્વીકારતાં અને બધી બાબતમાં કેવળ પ્રભુની દયા પર જ આધાર રાખતાં આવડે.

नैषा तर्केण मतिरापनेया

न मेधया न बहुना श्रुतेन ।

यमेवैष वृणुते तेन लभ्यो

तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ॥

૩. પરમાત્મા પોતે નિરાકાર, નિર્ગુણ નિરુપાધિ અને નિર્વિશેષ હોવા છતાં પણ જીવો પ્રત્યેના પ્રેમને કારણે વિશ્વકલ્યાણ અર્થે દેહ - મન અને બુદ્ધિનાં સ્થૂળ બંધનો સ્વીકારીને તે આપણી વચ્ચે આ જગતમાં અવતરે છે - એકવાર નહિ, બે વાર નહિ, પણ બહુવાર અનંતવાર, અસંખ્યવાર.

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।

धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

૪. સ્થૂળ માનવદેહધારી પરમાત્માના અવતારને ઓળખી ન શકનારાંને ખરેખર તો મૂઢ અને હતભાગી સમજવાં.

એ મૂઢ જીવોને કેટકેટલાં જનમ-મરણના ચક્રાવા ખાવા પડશે અને તેને અંગેના દુઃખ-તાપ ભોગવવા માટે સંસારસાગરમાં અટવાવું પડશે, તેની કોને ખબર ?

अवजानन्ति मां मूढाः मानुषी तनुमाश्रितम् ।

परं मावमजानन्तो मम भूतमहेश्वरम ॥

૫. **જીવસૃષ્ટિને મહામુક્તિને માર્ગે દોરી લઈ** જવાને તે યુગે યુગે આચાર્ય રૂપે, જગદ્ગુરુ રૂપે અવતાર લે છે. અધિકાંશ માનવીનાં અંતરમાં હાહાકાર, આર્તનાદ અને વ્યાકુલતાનો દાવાનળ અસહ્ય આવેગપૂર્વક જ્યારે પ્રજ્વળી ઊઠે છે, ત્યારે પ્રભુ અવતાર ધારણ કરી આવે છે.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।

अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

આવીને કહે છે :- 'आचार्यं मां विजानीयात् ।' આચાર્યરૂપી મને ઓળખો !



## સંઘનેતા
## (સ્વતઃસિદ્ધ)

૧. સર્વનિયંતા પોતે સંઘનેતા રૂપે અવતર્યા છે. સમગ્ર જીવસૃષ્ટિ પ્રત્યેની અપાર અહૈતુકી કરુણાથી વિહ્વલ બનીને ભગવાને મનુષ્યદેહ ધારણ કર્યો છે, અને જગદાચાર્ય રૂપે ભારતવર્ષને તેમજ સમસ્ત જગતને મહામુક્તિને માર્ગે ચઢાવવા કાજે પ્રગટ થઈને વિશ્વના માનવ સમાજને ઉદ્દેશીને કહી રહ્યાં છે-

आचार्यं मां विजानीयात् ।



'આ વખતે હું આચાર્ય રૂપે આવ્યો છું. માટે હે તૃષાતુર, તાપદગ્ધ અને રિબાતા માનવીઓ ! મારો આશ્રય ગ્રહણ કરો - મારે શરણે દોડી આવો !

अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

બીશો નહિ, ફિકર ન કરશો, શોક ન ધરશો, હું તમો સઘળાંને સર્વ પ્રકારનાં પાપ-તાપમાંથી ઉગારી લઈશ ને તમારો ઉદ્ધાર કરીશ. આવો રે ! આવો ! મારી પાસે દોડી આવો !

૨. માનવદેહ ધારણ કરીને તે આપણી સાથે માતા, પિતા, ગુરુ, પુત્ર, સખા, મિત્ર વગેરે સંબંધોથી સંકળાઈ, સ્નેહ-મમતા, પ્રેમ-પ્રીતિ, અનુરાગ અને શ્રદ્ધા-વિશ્વાસાદિના બંધનો સ્વીકારી માનવીસુલભ આચાર વ્યવહાર કરે છે ખરા, તથાપિ આપણી માફક તે માયા મોહના પાશમાં જકડાઈ જતા નથી તે સદા સર્વદા માયાથી પર રહે છે, એટલું જ નહિ પણ માયાનો માલિક બની રહે છે. તે કહે છે કે -

ये यथा मां प्रपद्यन्ते

तांस्तथैव भजाम्यहम् ॥

'જે જે ભાવથી લોકો મારી પાસે આવે છે, તે તે ભાવથી હું તેમને ગ્રહણ કરું છું. માટે હે મનુષ્યો ! હરકોઈ પણ ભાવે મારો આશ્રય સ્વીકારો, હરકોઈ સંબંધથી મારી સાથે સંકળાઓ, મારા સંસર્ગમાં આવો !

હું તમોને તમારા મનોવાંચ્છિત ભાવ પ્રમાણે મારા તરફ આકર્ષી લઈશ.'

૩. સંઘનેતા સર્વજ્ઞ, સર્વ નિયંતા અને સર્વદ્રષ્ટા છે. ભૂત-ભવિષ્ય ને વર્તમાન, અંદર-બહાર, પ્રત્યક્ષ-પરોક્ષ, દૂર-નજીક, દૃષ્ટ-અદૃષ્ટ-સઘળું જ એના નખરૂપી દર્પણમાં હસ્તકમલવત્ પ્રકાશી રહે છે અનેક પૂર્વાવતારોમાં કર્યું છે તેમ આ વાર પણ તે આશ્વાસન આપે છે કે -

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।

तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।

भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥

તે બધું જ જાણે છે, પણ તેને કોઈ જાણતું નથી. તેને જાણવાની - પિછાનવાની કોશિષ જ કોણ કરે છે ? संशयात्मा विनश्यति એ ભગવદ્‌વચન પ્રમાણે આચાર્યશ્રીના અવતાર સંબંધમાં સંશય સેવનારાઓનું અકલ્યાણ જ થવાનું છે.

૪. જેઓ સાચા દિલથી સર્વતોભાવે સંઘનેતાનો આશ્રય સ્વીકારે છે અને તેમના ચરણકમળ વિષે આત્મસમર્પણ કરી દઈને સંપૂર્ણ રીતે તેમના પર આધાર રાખતો બને છે, તેમની જીવનનૌકાનો સુકાની તે પોતે બને છે. જે ઠેકાણે, જે સમયે, જે ભાવે અને જે



અવસ્થામાં રહેવાથી તેમનું વધારેમાં વધારે કલ્યાણ થવાની સંભાવના હોય, તે જ ઠેકાણે, તે જ ભાવે અને તે જ અવસ્થામાં તેમને તે રાખે છે. સુખ-દુઃખ, શુભાશુભ સંપદ-વિપદ વિગેરે જાતજાતની અનુકૂલ-પ્રતિકૂલ પરિસ્થિતિઓમાંથી સલામત પાર ઉતારીને શરણાગતને તે નિજ ચરણોમાં ખેંચી લે છે.

卐

## સંઘ

### (સ્વતઃસિદ્ધ)

૧. વિશ્વકલ્યાણને અર્થે જ્યારે સર્વનિયંતા ભગવાન આચાર્ય રૂપે જગતમાં અવતરે છે, તે વખતે એ વિરાટ વિભૂતિને કેન્દ્રમાં રાખીને પ્રબળ આધ્યાત્મિક શક્તિનું એક પ્રચંડ મોજું ઉત્પન્ન થઈ ચારે દિશામાં વેગબંધ ફરી વળે છે. આધ્યાત્મિક ભાવનાના એ પ્રચંડ મોજાની ધુમરીમાં સપડાઈને તેમાં ડૂબી જનારા લોકો ખરેખરા ભાગ્યવાન સમજવા, કારણ કે તેઓ મહામુક્તિના અમૃતરસનું યથેચ્છ પાન કરી શકે છે.

૨. કેટલાક સ્વતઃશુદ્ધ, પવિત્ર માનવ આત્માઓમાં એ મહાન ભાગવતી શક્તિનું અને વિરાટ આધ્યાત્મિક મહાભાવનું પ્રતિબિંબ પડી એ પ્રતિબિંબ જળવાઈ રહે છે. એવા મહાનુભાવો જ સંઘના પ્રાણ રૂપ બને છે. એમને આધારે જ સંઘ મુખ્યત્વે નિર્માણ થાય છે. સંઘરૂપી ભવ્ય મહેલાતના આધારસ્તંભો એવા

મહાનુભાવો જ હોય છે.

૩. આચાર્યશ્રીના સ્વહસ્તે સંગઠિત થયેલા, અને કેળવાયેલા એવા શુદ્ધ, પવિત્ર અને ચારિત્ર્યશીલ નરપુંગવો આચાર્યશ્રી મહારાજનાં મહાભાવ અને આધ્યાત્મિક શક્તિથી પ્રભાવિત થઈને માનવસમાજનું પરમ કલ્યાણ સાધવાના કાર્યમાં નિજ જીવનને જોડી દે છે. એમ કરનારા ત્યાગી, સંન્યાસી - ''आत्मनो मोसार्थे जगद्धिताय च ।'' યાને આત્મકલ્યાણ તેમજ સર્વ ભૂતપ્રાણીઓના હિતાર્થે જીવન સર્વસ્વને સમર્પી દેનાર હોય છે.

૪. "संघे शक्तिः कलौ युगे ।" કલિયુગમાં સંઘશક્તિનું મહાત્મ્ય છે. કલિયુગમાં યાને વર્તમાન યુગમાં, જ્યાં માનવસમાજ સાધારણ રીતે સર્વ બાબતમાં સ્વલ્પશક્તિવાળો હોય છે, ત્યાં કોઈ વિરાટ કાર્ય સંપાદન કરવું હોય તો સંઘશક્તિનો ખપ પડે છે. અર્થાત્ કે વ્યક્તિગત માનવશક્તિને સંગઠિત કરી સંઘશક્તિ નિર્માણ કરવી રહે છે. ક્ષુદ્ર ક્ષુદ્ર અસંખ્ય શક્તિઓને એકસ્થાનમાં કેન્દ્રિત કરી વિરાટ મહાશક્તિનું સર્જન કરવું પડે છે. संहतिः कार्यसाधिका અર્થાત્ કે સંઘશક્તિ દ્વારા અસાધ્ય બાબત પણ પાર પાડી શકાય. કહ્યું છે કે तृणैर्गुणत्वमापन्ने वध्यन्ते मत्तदन्तिनः । તુચ્છ તણખલાઓને એકત્ર ગૂંથી તૈયાર કરેલા જાડા દોરડા વતી મદોન્મત્ત હાથીને પણ બાંધી



રાખી શકાય.

૫. આચાર્યશ્રીના સ્વહસ્તે નિર્માણ થયેલા અને એમના મહાભાવથી પોષાઈ પ્રાણવાન બનેલા આ ત્યાગીસંન્યાસી-બ્રહ્મચારી અને સેવક સમુદાયની ક્ષુદ્ર ક્ષુદ્ર શક્તિઓ એકત્રિત ગુંથાઈ સંઘ રૂપી વિરાટ રજ્જુ ગુંથાયું છે. બાહ્ય દૃષ્ટિએ એ પ્રત્યેકનું પૃથક વ્યક્તિત્વ અને અસ્તિત્વ હોવા છતાં, અંતરથી તે બધા એક છે - એકમન, એકપ્રાણ, એકભાવ, એકમસ્તિષ્ક અને એકશક્તિરૂપ છે. એ સઘળાની સમગ્ર દૃષ્ટિ એક જ લક્ષ્ય આચાર્યશ્રી પાછળ કેન્દ્રિત થયેલી છે. એ બધાનાં ચરિત્ર આચાર્યશ્રીના એક જ મહાન આદર્શ મુજબ ઘડાયેલાં છે.

૬. સૌર જગતમાં જેમ સૂર્યને કેન્દ્રસ્થ રાખીને વિવિધ ગ્રહ-નક્ષત્રો પોતપોતાના કક્ષામાં ભમતાં રહે છે તેમ - આબેહુબ તેમજ, સર્વનિયંતા સ્વરૂપ આ માનવલીલાધારી આચાર્યશ્રીને કેન્દ્રસ્થાને રાખીને જ આ સમસ્ત ત્યાગી - સંન્યાસીનો વર્ગ વિચરે છે. સૂર્ય જેમ સૌર જગતના પ્રાણ અને અવલંબન રૂપે છે, તેમ આચાર્યશ્રી સ્વયં સંઘના આ ત્યાગી-સંન્યાસીગણના પ્રાણ અને એકમાત્ર આધાર રૂપ છે.

આ ત્યાગી-સંન્યાસીગણ આચાર્યશ્રીના મહાભાવથી અનુપ્રાણિત થઈને તથા તેઓશ્રીની સાથે ગાઢતમ ભાવે જોડાઈ જઈને તેઓશ્રીના વિરાટ

વ્યક્તિત્વની અંદર પોતપોતાનાં ક્ષુદ્ર વ્યક્તિત્વોને સર્વાંશે ડુબાવી દેવામાં જેટલી સફળતા મેળવે છે. તેટલા જ પ્રમાણમાં એક બાજુથી તેઓ જેમ એ મહાન આધ્યાત્મિક શક્તિના અધિકારી બને છે, તેમ બીજી બાજુથી તેઓ પરસ્પરના ભેદ અને વિષમતાના ભાવોને વિસરતા જઈને એકાત્મભાવ અનુભવતા થાય છે. પરિણામે સમગ્ર સંઘ એક વિરાટ આધ્યાત્મિક શક્તિના ઉત્પાદક યંત્ર સ્વરૂપ બની રહે છે. આચાર્યશ્રી સ્વયં એ વિરાટ યંત્રના પરિચાલક છે. જ્યારે સંઘના ત્યાગી સેવકગણ સદર યંત્રના વિવિધ અંગપ્રત્યંગો છે.

૮. ૐકાર એ જેમ સકળ શબ્દસમૂહોનું આશ્રય અને ઉત્પત્તિસ્થાન છે, તેમ સઘળા આદર્શોનાં મૂળ-સમન્વયમાં મળી આવેલો 'त्याग संयम-सत्य-ब्रह्मचर्य' નો એ અભિનવ વિશ્વવ્યાપી આદર્શ જ સંઘનું મુખ્ય અવલંબન છે અને એ જ વિશ્વના માનવસમાજને મહામુક્તિનો પંથ ચીંધનાર ભોમિયો છે.

૯. સંઘ મુક્તકંઠે સમગ્ર ભારતવર્ષને તેમ જ જગત સમસ્તને ખાસ આગ્રહપૂર્વક આહ્વાન કરે છે કે - "સંઘનો આશ્રય સ્વીકારી મહામુક્તિની સાધનામાં વ્યક્તિગત કૌટુંબિક, સામાજિક તેમજ રાષ્ટ્રીય - સર્વ પ્રકારની મુક્તિની સાધનામાં આગળ વધો, આગળ વધો !"

૧૦. હરકોઈ ધર્મનો, હરકોઈ સંપ્રદાયનો અને



હરકોઈ ધંધાદારી, ધનિક કે નિર્ધન, ગૃહસ્થ કે સંન્યાસી, કોઈ પણ માનવી, કોઈ પણ ઉપાયે સંઘનેતા, સંઘશક્તિ અથવા સંઘની મંજુરીવાળી કે સંઘસ્થાપિત કોઈપણ સાર્વજનિક પ્રવૃત્તિના સંપર્કમાં આવશે, તો તે માનવીના ભાવ, વિચાર અને જ્ઞાનનો શીઘ્રગામી વિકાસ અચૂક થશે અને મહામુક્તિના અને નિત્યશાન્તિના માર્ગમાં તે આગળ વધતો રહેશે.

૧૧. એક વ્યક્તિએ નિર્માણ કરેલા જળાશયમાં જેમ લક્ષાવધિ મનુષ્ય જળપાન કરીને પરિતૃપ્તિ અનુભવે છે અને એક વ્યક્તિની કમાણીમાંથી જેમ સેંકડો લોકોનું ગુજરાન ચાલે છે, તેમ સંઘના આશ્રય હેઠળ જગતમાં જે વિરાટ આધ્યાત્મિક શક્તિનો પ્રાદુર્ભાવ થયો છે, તે મહાશક્તિનો સહારો સંઘનો આશ્રય સ્વીકારનાર હરકોઈ માનવીને મળશે જ મળશે.

૧૨. જુગે જુગે અને જન્મે જન્મે તપસ્યા કર્યા કરવાથી પણ જે મહાશક્તિ અને આધ્યાત્મિક ભાવની પ્રાપ્તિ માનવીને થઈ શકતી નથી, તે જ મહાશક્તિનો વિકાસ, માનવસમાજના સદ્ભાગ્યે, સંઘની અંદર થયો છે. એટલે સંઘનો આશ્રય સ્વીકારી સંઘનેતાના ચરણોમાં આત્મસમર્પણ કરી દેતાં જ માનવી માત્ર જેની અભિલાષા રાખે છે તે પરમ પદ અને પરમ શાંતિ પ્રાપ્ત થઈ શકે છે.



## સંઘના શરણમાં જ મહાકલ્યાણ
## (નિત્યપાઠ માટે)

દ્વિધા અને દુઃખદરિયામાં ડૂબેલાને જે સંઘ સદા આશ્રય આપે છે, જે સંઘ સચ્ચિંતા અને સદ્‌ભાવના દ્વારા સદા સર્વદા સહાય કરે છે, અને જે સંઘ માયા, મોહ, ભ્રમ, ભ્રાન્તિ અને પાપ-તાપમાંથી રક્ષા કરે છે, તે સંઘનો આશ્રય મેં આજે સ્વીકાર્યો છે અને એ જ સંઘને સર્વથા વળગી રહેવાનો દૃઢ સંકલ્પ મેં આજથી કર્યો છે.

સંઘની ઉન્નતિ એ જ મારી ઉન્નતિ : સંઘનું કલ્યાણ એ જ મારું કલ્યાણ : સંઘની મુક્તિમાં જ મારી મુક્તિ : સંઘના ઉદ્દેશ અને આદર્શ એ જ મારાં સાધના-ઉપાસના; સંઘનું ચિંતન એ જ મારું ધ્યાન અને સંઘના હિતસાધનમાં તન્મયતા એ જ મારી સમાધિ. સંઘ એ જ ભક્તનો ભગવાન, જ્ઞાનીનો બ્રહ્મ અને સંઘ એ જ યોગીનો આત્મા.

સંઘ એ જ અમારે માટે મહાશક્તિ સ્વરૂપા કુંડલીની છે. સંઘ જ અમારા દુર્બળ પ્રાણને સબળ, અને નીરસ પ્રાણને રસવાન બનાવી અમારી ભ્રમણા અને તર્ક વિતર્કોની જાળને કાપી કાઢી અમોને મહામુક્તિ તથા મહામિલનના પંથે પ્રવૃત્ત રાખશે.





## સંઘ-દર્શન
## (નિત્યપાઠ માટે)

૧. **સંઘ, સંઘશક્તિ અને સંઘનેતા-એ ત્રણેમાં** એકત્વ છે અને પ્રત્યેકમાં ત્રણેનું સ્થાન છે. સંઘશક્તિ એ સંઘનેતાની જ શક્તિ છે. અને સંઘનેતાનું જ વિરાટ સ્વરૂપ આ સંઘ છે. એ ત્રણ પૈકી એકનો પણ આશ્રય સ્વીકારતાં બીજા બેઉના આશ્રયનો પણ આપમેળે જ સ્વીકાર થાય છે. ત્રણમાંથી એકેયની અવગણના, ઉપેક્ષા અથવા અમાન્યતા એ બીજા બંનેની અવગણના ઉપેક્ષા અને અમાન્યતા કર્યા બરાબર છે. સંઘ સમસ્તનો આદેશ - એને સંઘનેતાનો જ આદેશ સમજવો. સંઘનું પૂજન કરનાર સંઘનેતાનું જ પૂજન કરે છે, અને સંઘની અવગણના જેને હાથે થાય છે તેને હાથે સંઘનેતાની પણ અવગણના જ થઈ ગણાય છે.

૨. સંઘ-સાધના એ જ આ યુગની સાધના છે. સંહતિ યાને પરસ્પર મેળ કિંવા સંઘશક્તિ એ જ ઉન્નતિ અને અભ્યુદયનો ઉપાય હોઈ મહાશક્તિના આવિર્ભાવ માટેનું યંત્ર પણ એ જ છે. તન મન કે વાણી પૈકી ગમે તેનાથી પણ જે કોઈ સંઘ મધ્યે કુસંપ અને વિખવાદ પેદા કરશે, તેના માથા પર સમગ્ર સંઘનો ધગધગતો અભિશાપ ઊતરશે : અને પરિણામે તેનાં અત્યારનાં તેમજ ભવિષ્યનાં સુખશાન્તિ અને સત્કૃત્યો નષ્ટ થઈ

જશે.

૩. ત્યાગ અને તપસ્યા, સંયમ અને ઈન્દ્રિનિગ્રહ એ જ સંઘની જીવનશક્તિ છે : વિલાસિતા અને વ્યસનને સંઘના મૃત્યુબાણ રૂપ સમજવાં. શરીરના નિભાવ માટે અનિવાર્ય હોય એવાં ને એટલાં ખાનપાન, વસ્ત્રો અને વિશ્રામ ઉપરાંત વધારાની તમામ ચીજવસ્તુ અને સગવડોની ગણતરી વિલાસિતા અને વ્યસનમાં જ થાય. ક્ષુધા રૂપ વ્યાધિના ઈલાજ માટે આવશ્યક ઔષધ તરીકે લોલુપતા વગર મિતાહાર ગ્રહણ કરવો, અને દેહ રૂપી દૂષિત જખમને ઢાંકવા માટે જરૂરજોગાં સામાન્ય વસ્ત્રો વિલાસહીન ચિત્તે સાદાઈપૂર્વક ધારણ કરવાં એ જ હોય ત્યાગી સંન્યાસીઓ માટેનો શાસ્ત્રવિહિત આદર્શ.

૪. ત્યાગ, સંયમ, સત્ય અને બ્રહ્મચર્યનું પાલન - એ જ હોય સંઘનો આદર્શ. એ આદર્શને જાનોજિગરથી અપનાવી લઈ સંઘના ઉદ્દેશાનુસાર કર્મોનું સંપાદન કરતાં પ્રાણ પાથરવા પડે તો વગર અચકાવ્યે તેમ કરવાની તત્પરતા અને ધગશ રાખવી એ જ હોય સંઘની એકતા અને અખંડિતા અને અખંડિતતા જાળવી રાખવાનો અમોઘ ઉપાય.

૫. Expansion is life, Contraction is death. યાને વિસ્તાર એ જીવન અને સંકોચન એ મૃત્યુ- એ જ છે સંઘનો મૂલ મંત્ર. ''आत्मनो मोक्षार्थं



जगद्धिताय च'' -આત્મકલ્યાણ તેમજ જગ-કલ્યાણ માટે સંઘની મહાવાણીના પ્રચાર દ્વારા અને સંઘનેતાની મહાશક્તિના સંચાર દ્વારા વિશ્વ-સમસ્તના માનવ સમાજને મહામુક્તિના પંથે ચઢાવવા અને ચલાવવા માટે જગતના એક ભાગમાંથી બીજા ભાગમાં અવિરત પ્રયત્ન કરતા કરતા ઘૂમતા રહેવું એ જ સંઘનું વાસ્તવ જીવન છે : અને એ મહાકર્તવ્યની વિસ્મૃતિ અને શિથિલતા એ સંઘ માટે મહામૃત્યુરૂપ છે. અવિરત અને અવિશ્રાંત પ્રચાર-ઉધમ જ્યાં સુધી ચાલતો રહેશે ત્યાં સુધી જ સંઘ જીવંત રહેશે.

૬. સેવા એ સંઘનો ધર્મ છે, અને સેવા એ જ સંઘનું કર્મ છે. એટલા માટે સંઘનાં સઘળાં સંતાનોએ સર્વ પ્રકારનાં સેવા કાર્યોમાં નિપુણતા મેળવવી જોઈએ. અધિકાર પ્રાપ્તિ માટે ક્યાંય ફાંફાં મારવાનાં હોય જ નહિ : સર્વ કોઈની સેવા કરવાની જેની તૈયારી, તે જ બની રહે યથાર્થ અધિકારી. “જવાબદારી સ્વીકારે તે જ સરદાર.” મોટાઈનો ત્યાગ કરવો, અને સર્વ કોઈનું દાસત્વ અને સેવા કરવાને તત્પર રહેવું, સર્વની શ્રદ્ધા અને પ્રીતિ સંપાદન કરવાનો એ જ હોય સાચો ઉપાય.

૭. અધ્યક્ષગણોની યાને અધિકારી વર્ગની આજ્ઞાધીનતા, પરસ્પર પ્રીતિ અને શ્રદ્ધા, વિનય અને અસીમ સહિષ્ણુતા તથા સર્વોપરી ઉદારતા અને પવિત્રતા - એ જ છે સંઘનાં સંતાનગણો માટે એક ને

એક અને અસીમ કલ્યાણપ્રદ મહાગુણ.

૮. સંઘનાં સંતાનગણોના હૃદયમાં સર્વદા એ ભાવ જાગ્રત રહેવો જોઈએ કે તેને હાથે જે જે કાર્ય જે જે વખતે થશે તેના દ્વારા સંઘનેતાની મહત્તા કે વિશેષતા પ્રકટ થશે. સંઘનો સેવક જ્યાં જ્યાં જાય છે અને જ્યાં જ્યાં રહે છે, ત્યાં ત્યાં સંઘનેતાના પ્રતિનિધિ તરીકે જ તેમ કરે છે : તેના દ્વારા જ લોકો સંઘનેતાનાં દર્શન અને ચિંતન કરશે. તેથી કરી સંઘનેતાના ભાવ તથા આદર્શમાંથી તલભાર પણ તે ચલિત થશે તો તેનો પોતીકો સર્વનાશ તો થશે જ થશે, પરંતુ સાથે સાથે સંઘનું પણ ભારે અનિષ્ઠ થશે.

૯. સંઘના સંતાનગણોની સાધના એટલે સંઘનેતાના વિરાટ વ્યક્તિત્વમાં નિજના ક્ષુદ્ર વ્યક્તિત્વ અને ઈચ્છામાત્રને સદંતર ડુબાડી દઈને સઘળાએ એકાત્મભાવે એક મન, એકપ્રાણ, એકચિત્ત, એકભાવના, એકસંકલ્પ અને એકમસ્તિષ્ક બની રહેવું તે.

૧૦. સંઘના શુભાશુભ પ્રત્યેક કાર્ય માટે સંઘના સેવક સમુદાયમાંનો પ્રત્યેક જણ જવાબદાર ઠરે છે. માટે કોઈ પણ ત્રુટિ કે ખોડખાંપણની જવાબદારી બીજાને માથે ઢોળી પાડવાનો પ્રયત્ન ન કરતાં દરેક જણ પોતાને અપરાધી અને જવાબદાર લેખી આવેલી ખામી કે થયેલી ભૂલ સુધારી લેવાની સક્રિય કોશિષ કરે.



**૧૧. એક સેવકે બીજા સેવકની પીઠ પાછળ નિંદા** કે ટીકા કરવી એ સંઘનાં સંતાનગણોના પારસ્પરિક ભાતૃભાવને ખંડિત કરવાનું મુખ્ય કારણ બનશે. કોઈને પણ હાથે એવી ભૂલ હરગીજ ન થવા પામે. કોઈ પણ ભાઈ વિરુદ્ધ કશું પણ કહેવાનું જ હોય તો તે તેના પોતાના મોંઢા પર જ એકાંતમાં કહેવું, બીજાની સામે હરગીજ નહિ.

૧૨. આજ્ઞાધારકતા એ જ કોઈપણ કાર્યમાં સફળતા મેળવવાની મહાન ચાવી રૂપ છે. માટે સંઘના એકે એક સંતાને પ્રાણભયને પરહરીને આજ્ઞાપાલન માટે સદા સર્વદા તૈયાર રહેવું. દુઃખ માત્રનું મૂળ ભય હોઈ ભય એ મહાપાપ છે. ભયનો ત્યાગ કરી દઈ અભયી બની રહો।'

''हरि ॐ एवमस्तु।''

લક્ષ્ય એટલે મહામુક્તિ અને આત્મતત્ત્વની ઉપલબ્ધિ.

ધર્મ એટલે ત્યાગ, સંયમ, સત્ય અને બ્રહ્મચર્ય.

મહામૃત્યુ એટલે આત્મવિસ્મૃતિ.

ખરું જીવન, એટલે આત્મબોધ, આત્મસ્મૃતિ અને આત્માનુભૂતિ.

મહાપુણ્ય એટલે વીરત્વ, પુરુષત્વ, મનુષ્યત્વ અને મુમુક્ષુત્વ.

મહાપાપ એટલે દુર્બળતા, ભીરુતા, કાપુરુષતા, સંકીર્ણતા અને સ્વાર્થ પરાયણતા.

મહાશક્તિ એટલે ધૈર્ય, સ્થૈર્ય અને સહિષ્ણુતા.

મહાભાથું એટલે આત્મવિશ્વાસ, આત્મનિર્ભરતા અને આત્મમર્યાદા.

મહાશત્રુ એટલે આળસ નિદ્રા, તંદ્રા, જડતા, ષડ્‌રિપુઓ અને ઈન્દ્રિયો.

પરમમિત્ર એટલે ઉદ્યમ ઉત્સાહ અને સ્વઅધ્યયન.

પ્રશ્ન : હૃદયમાં આત્મસ્મૃતિ જાગ્રત રાખવાનો શો ઉપાય ?

ઉત્તર : સતત આત્મચિંતન, આત્મવિચારણા અને આત્માનુશીલન દ્વારા આત્મસ્મૃતિ જાગ્રત રહી શકે.



પ્રશ્ન : ઈન્દ્રિયોની ઉત્તેજના અને ષડ્‌રિપુઓના ગ્રાસમાંથી આત્મરક્ષણ કરવાનો ઉપાય ?

ઉત્તર : અવિરત મૃત્યુચિંતા અને દેહની નશ્વરતા તથા જગતની અવાસ્તવતા સંબંધી ચિંતન એ જ આત્મરક્ષણનો સાચો ઉપાય.

પ્રશ્ન : કઈ કઈ બાબતોને કારણે મનુષ્યના મનમાં કામવાસનાનો ઉદ્દય થાય છે ?

ઉત્તર : સ્નેહ, મમતા, અને પ્યાર યા મહોબતને કારણે કામવાસનાનો ઉદય થાય છે.

પ્રશ્ન : માનવીનું મન દુર્બળ શાથી બને છે ?

ઉત્તર : ભોગવિલાસની આકાંક્ષાને લઈને, ઈન્દ્રિયસુખસંભોગની વાસનાને લીધે, તથા વિવેક, વિચાર અને વૈરાગ્યના અભાવે માનવીના મનમાં દુર્બળતા પ્રવેશે છે.

પ્રશ્ન : ક્યા ઉપાયથી દુર્બળ મન સબળ બને અને નિસ્તેજ પ્રાણ સતેજ બને ?

ઉત્તર : મનની અંદર વિવેકબુદ્ધિને અહર્નિશ જાગ્રત રાખવાથી, અને અમે 'શુક, સમીક અને શંકરાચાર્યાદિના વંશજો હોઈ તેમનું પવિત્ર લોહી અમારી નસેનસમાં વહી રહ્યું છે'- એવા એકધારા ખ્યાલ દ્વારા આત્મશક્તિમાંનો

વિશ્વાસ જાગ્રત રાખી શકાય છે.

પ્રશ્ન : કેવી જાતના ચિંતનથી હૃદયમાં સબળતા અને પ્રાણમાં સજીવતા આવે વારુ ?

ઉત્તર : મેં ઘરબાર, પિતામાતા, સગાંસંબંધી, વિષયવાસના એ તમામનો ત્યાગ કરી દઈને સંન્યાસ ધર્મને સ્વીકાર્યો છે. આજે હું ત્યાગી સંન્યાસી હોઈ મારી સામે વિરાટ કર્તવ્ય પડેલું છે. મારે પંડે મુકત બનવું છે, અને મારા દેશ તથા સમાજને મુક્તિને પંથે દોરવા છે. મુક્તિ માટે ચિરકાળથી આ દેશ ત્યાગી સંન્યાસીઓના સુખ સામે જ નિહાળતો આવ્યો છે - આ જાતના ચિંત્વન અને વિચાર દ્વારા હૃદયમાં સબળતા અને પ્રાણમાં સજીવતા પુરાશે.

પ્રશ્ન : કયા ઉપાયે નિરાશા અને નિરુદ્યમતા દૂર કરી શકાય ?

ઉત્તર : હું સંઘના પ્રાણ સ્વરૂપ હોઈ આ પતિત જાતિના ઉદ્ધાર માટે મારે મારી સમગ્ર શક્તિ કામે લગાડવાની છે; દીન હીન અત્યંજ જાતિને ખોળામાં લેવાની મારી ફરજ છે; આ દેશની આળસ, ઉદાસીનતા, નિંદ્રા તથા જડતાને દૂર કરી દઈ, દેશ સમસ્તના પ્રાણમાં કર્મશક્તિનો પ્રાદુર્ભાવ કરવાનું મારું કર્તવ્ય છે - આવી



રીતના સતત્ ખ્યાલ દ્વારા જવાબદારીનું ભાન જાગ્રત રાખવાથી નિરાશા અને નિરુદ્યમતાનાં દૂષણ ટાળી શકાશે.

卐

## મૃત્યુચિન્તા

યુગયુગાન્તર થયાં, અનંત વાર, અસંખ્યવાર જન્મ-મૃત્યુની ઘાણીમાં આપણે અટવાયા કરીએ છીએ; જન્મમૃત્યુના એ ચાલુ ચક્કરમાંથી છૂટવું હોય તો મૃત્યુનું ચિંતન એ એકનો, એક ઉપાય ગ્રહણ કરવાની આવશ્યકતા છે.

મૃત્યુનું ચિંતન એ ષડ્રિપુઓની પજવણી અને ઈન્દ્રિયોના ત્રાસમાંથી મનુષ્યની રક્ષા કરે છે. મૃત્યુનું ચિંતન વિષયવાસનાઓનો નાશ કરી મનુષ્યના અંતરમાં વિવેક-વૈરાગ્ય પેદા કરે છે, અને ભોગવિલાસની વૃત્તિઓને નષ્ટ કરી દઈ માનવીના હૃદયમાં મુક્તિની આકાંક્ષા જન્માવે છે.

મૃત્યુનું ચિંતન જે શખ્સ સતત કર્યા કરતો હોય તે કોઈ પણ પ્રકારની લાલચમાં કદાપિ સપડાતો નથી. અને પરિણામે કોઈપણ પ્રકારના માયા-મોહથી જકડાતો નથી. જે વ્યક્તિ હરહંમેશ પ્રત્યેક પળે ને પ્રત્યેક વિચારમાં - સૂતાં, ઊઠતાં, સ્વપ્નમાં કે જાગૃતિમાં મૃત્યુનું ચિંતન અંતરમાં જાગ્રત રાખી શકશે તે ટૂંકી મુદતમાં

મહામુક્તિનો લાભ પામી કૃતાર્થ બની જશે.

આપણે લોકો અવસ્તુને વસ્તુ તરીકે માની લઈને અસત્યને સત્ય સમજીને, માયા-મોહથી પ્રેરિત થઈ, પિતામાતા-સગાસંબંધીઓના સ્નેહ અને જતનથી આકર્ષાઈ અને મુગ્ધ બનીને નિજ જીવન તેમજ જનમ વેડફી નાખીએ છીએ. નિજ શુભાશુભ કર્મોને માટે જવાબદાર આપણે પંડે જ છીએ. આપણે હસ્તે આચરાતાં સારાં-નરસાં કર્મોનાં ફલાફલ આપણા પિતામાતા કે અન્ય કોઈ જ સગાંસંબંધીને ભોગવવા પડતા નથી, એ તો આપણાને પોતાને જ ભોગવવા રહે છે. તો પછી શાને કાજે આપણે તેમના માયા-મમતાથી અને તેમના પ્રત્યેની મિથ્યા કર્તવ્ય-ભાવનાથી બંધાઈ રહીને આપણા જીવનનો અમૂલો અવસર નષ્ટ કરી દેવો ? કદાચ અત્યારે જ જો આપણું મૃત્યુ થઈ જાય તો ચિતામાંની બે મૂઠ્ઠી ભસ્મ સિવાય બીજું શું આપણું કહેવાય એવું બાકી રહેવાનું છે ? વિપુલ વૈભવ, અતુલ ઐશ્વર્ય, પિતામાતા, બંધુબાંધવ, આત્મીયસ્વજનોને છોડીને તેમના સહસ્ત્રાવધિ પ્રયત્નો છતાં પણ મૃત્યુના ખોળામાં છેવટનું શયન તો સર્વ કોઈને કરવાનું જ છે; એમ કર્યા વગર છૂટકો જ નથી. સિદ્ધાર્થને બુદ્ધત્વ પ્રાપ્ત કરવાનો રાહ દેખાડનાર એ મૃત્યુચિંતા જ : અને શંકરને શિશુકાળમાં જ સંન્યાસ્તાશ્રમને પંથે વાળનાર પણ એ મૃત્યુચિંતા જ.



## આત્મચિંતા

આત્મચિંતા મનુષ્યની ભીતર આત્મજ્ઞાન પ્રગટાવે છે અને તેને ષડ્‌રિપુઓના ભય અને ઈન્દ્રિયોના ત્રાસમાંથી ઉગારી લઈ મહામુક્તિ અને અનંત કલ્યાણના પંથે વાળે છે. માયા-મોહપ્રેરિત ભ્રાન્તિજાળમાં ફસાઈ પડવાથી જ મનુષ્ય અસ્ખલિત આત્મચિંતનના રાહથી વિમુખ બને છે. ભ્રાન્તબુદ્ધિનો નાશ કરી દઈને તથા માયાજાળને છેદી નાખીને અંતરમાં જો આત્મસ્મૃતિને જાગ્રત રાખી શકાય, તો અતિ અલ્પ સમયમાં જ આત્મજ્ઞાનનો લાભ પામીને શાન્તિસુખમાં બાકીનું જીવન ગુજારી શકાય.

હું ક્યાં હતો ? અહીં કેટલો સમય રહેવાનો છું તે કંઈ નક્કી છે ? ચિરકાળ માટે હું અત્રે રહેવાનો છું ખરો ? મૃત્યુ કોઈ પણ ક્ષણે આવીને શું મારો કોળિયો કરી જશે નહિ ? અને આ જગતમાં મારું જીવન જો ચિરસ્થાયી ન હોય તો તેને તેમ શા માટે ધારી લેવું જોઈએ? એવી મનોવૃત્તિ ને મનોદશા હૃદયમાં શા માટે રાખવી જોઈએ ? - આ બાબતોના વિચાર મનુષ્ય જો સતત ચાલુ રાખી શકે, તો મનુષ્યના અંતરમાં એવી જાતની વિવેકબુદ્ધિ પ્રગટવા પામે છે કે જેના યોગે મનુષ્ય બળવાન બનીને પોતાની સઘળી કામનાઓ અને વાસનાઓને નાબૂદ કરી શકે છે, અને રિપુ તથા ઈન્દ્રિયોની આધીનતાને જોરપૂર્વક વટાવી

જઈ ભગવત્ ચિંતન અને આત્માનુભૂતિમાં પોતાની જાતને મગ્ન રાખી શકે છે.

કાલવ્યાધિના સપાટામાં મારા આ નવયૌવનની કાન્તિ, મારો અહંકાર અને ગર્વ ક્ષણવારમાં ક્યાંના ક્યાંય નામશેષ થઈ જવાને સર્જાયાં છે ! ભોગવાસનામાં રાચનાર ષડ્‌રિપુઓ અને ઈન્દ્રિયો દ્વારા જે સઘળા સુખસંભોગો માણવાને મારું ચિત્ત સર્વદા વ્યાકુળ રહ્યા કરે છે, તે રિપુઓ અને ઇંદ્રિયોની શક્તિ જોતજોતામાં ક્ષીણ થઈ જશે. અર્થાત્ કે આ દેહ-મન-પ્રાણ તથા ઈન્દ્રિયસમૂહ તમામ તકલાદી અને ક્ષણભંગુર છે.

કિન્તુ મારા અંતર વિષે રહેલા પરમતત્ત્વ કે જેને શસ્ત્રો છેદી શકે તેમ નથી, અગ્નિ બાળી શકે તેમ નથી, જળ પલાળી શકે તેમ નથી, અને વાયુ સોસવી શકે તેમ નથી, તે પરમતત્ત્વને તે મહાશક્તિને આત્મવિચારણા અને આત્મપૃથક્કરણ દ્વારા મારે જાગ્રત કરવી ઘટે છે. એ અવિકસિત શક્તિના વિકાસની અને અપ્રકાશિત પરમતત્ત્વના પ્રકાશની મારે પરમ આવશ્યકતા છે.

હું હવે ઝાઝીવાર માયામોહમાં ચકચૂર રહેવાનો નથી. વિભ્રમ અને વિભ્રાન્તિની જાળમાં જકડાઈ રહીને મારાં જીવન અને જનમને હું એળે નહિ જવા દઉં ! વિવેક અને વૈરાગ્ય રૂપી તલવારની સહાયથી ભવબંધનોને છેદી નાખીને, માયા-મોહ અને ભ્રમવિભ્રમને ચૂર્ણવિચૂર્ણ કરી



દઈને, પાપતાપ, જરામૃત્યુ વગેરે તમામ દ્વંદ્વોને વિસરી જઈને, તથા હૃદયમાં આત્મસ્મૃતિ અને આત્માનુભૂતિના ભાવને જાગ્રત કરીને એ અનંત, અસીમ પરમાત્માના પરમ અસ્તિત્વમાં મારા આ ક્ષુદ્ર અસ્તિત્વને ડુબાવી દેવાના, મિલાવી દેવાના - રે નિમ્નઃ  કરી દેવાના મને કોડ છે.

ઈન્દ્રિયો તેમ રિપુકુળના મુખમાં સંયમરૂપી કડક લગામ ચઢાવી દુર્બળતા. ભીરુતા અને કાપુરુષતાના મોહને ચૂર્ણવિચૂર્ણ કરી નાંખીને અનંત ઉદ્યમ અને અસીમ શૌર્યવીર્ય અને પરાક્રમની સહાયથી મહામુક્તિના માર્ગે-મહાકલ્યાણના શુભ પંથે વિજય પ્રયાણ કરવાના મને અભિલાષા છે.

જે વિષયવાસનાને સમગ્ર દેશવાસીઓ આજે હૃદયની પ્રિયતમ સામગ્રી ગણીને સોડમાં ઘાલી રહ્યા છે તે વિષયવાસનાને વિષ અને વિષ્ઠા તુલ્ય ગણીને હું તેનો પરિત્યાગ કરી દેવા ઈચ્છું છું. જે ભોગવિલાસ અને નીચ સુખ-સંભોગોની ઈચ્છા માનવીને જન્મ-જન્માંતરના અવિરત ચક્રાવામાં ઘુમાવે છે, તે વિષય-વાસનાને સમૂળગી નષ્ટ કરી દેવાની ખાસ જરૂર છે.

આ દેશ આ ભારતભૂમિ ભગવાનને માટે જ જીવન અને જન્મ ગુજારે છે અને ગુજારવાનું પસંદ કરે છે. જે દેશો જડવાદને જ ચરમવાદ ગણીને અનુસરે છે તે દેશોની

સાથે આ દેશની સરખામણી થઈ શકે જ નહિ. **આ દેશને** ગમે છે નીતિ, ધર્મ અને આધ્યાત્મિકતા !

મને હવે માયા-મોહ અને વિભ્રમ-વિભ્રાન્તિમાં પડી રહેવાનું પાલવે તેમ નથી. દુર્બળતા, ભીરુતા અને સંશય-સંદેહોને છિન્નભિન્ન કરી નાંખીને મહાશૌર્ય અને પરાક્રમપૂર્વક, અનંત ઉદ્યમ અને ખંતથી આત્માનુભૂતિને પ્રાણમાં જાગ્રત રાખી વીર વેશે મહાકર્મક્ષેત્રમાં ઝુકાવ્યા વગર છુટકો જ નથી. મારામાં નથી હવે કોઈ પાપ-તાપ, કે મલિનતા. હવે હું બન્યો છું નિર્મળ, નિષ્પાપ નિષ્કલંક, શુદ્ધ, શાંત, સ્થિતપ્રજ્ઞ.



**સંઘના સંન્યાસી-બ્રહ્મચારીઓ**

**માટે**

**પ્રતિજ્ઞા-પંચક**

૧. સંન્યાસ કિંવા ત્યાગરૂપી જે મહામંત્ર મેં ગ્રહણ કર્યો છે તેને આ જીવનમાં હવે કદાપિ નહિ ત્યજું.

૨. આત્મતત્ત્વની ઉપલબ્ધિ થતાં લગી આ ત્યાગીનો ભેખ તથા સંન્યસ્તાશ્રમના નીતિ-નિયમો અને વિધિ-નિષેધોનું કદાપિ ઉલ્લંઘન નહિ કરું.

૩. ષડરિપુઓ તથા ઈન્દ્રિયગણને આશ્રય હવે



હરગીજ નહિ આપું.

૪. સત્યના સતત અવલંબનપૂર્વક સત્યસ્વરૂપ સનાતન પુરુષને પ્રાપ્ત કરવાની કોશિષ કરીશ.

૫. ચિરકુમાર રહેવાના વ્રતને અંગીકારી જીવતાં લગી તેનું પાલન કરીશ.



**બ્રહ્મચર્ય-સંસ્કાર-પ્રસંગે આત્મસ્મૃતિ**

આજે આ શુભ સમયે, પરમ શુભ મુહૂર્તે હું મારા પૂર્વાશ્રમના તમામ સંસ્કારોનો નાશ કરી દઈને બ્રહ્મચર્ય આશ્રમનાં સ્મૃતિ અને સંસ્કારને મારા હૃદયમાં જાગ્રત કરી લઈશ.

જે સ્મૃતિ અને સંસ્કારો મને અનેક જન્મ-જન્માંતરોમાં અથડાવી માતાપિતાની સારસંભાર અને સ્નેહ-માયાના પાશમાં બાંધી રાખી ઘોર વિભ્રમ-વિસ્મૃતિના અગાધ તળિયે ડુબાવી દીધો હતો, તે સ્મૃતિ અને સંસ્કારોને આજે આ શુભ સમયે હું નષ્ટભ્રષ્ટ કરી દઈને બ્રહ્મચર્યના અંગીકારપૂર્વક નવજીવન આરંભુ છું.

હવે પછી મારે જાતિ-ગોત્ર, પોતીકાં-પારકાં જેવાં કાંઈ જ બંધન રહેતાં નથી. મારે માટે હવે રહે છે, કેવળ એક પરમાત્મા જે કદી સરૂપ તો કદી અરૂપ. કદી આદિ તો કદી અનાદિ, કદી સવિકલ્પ તો કદી વળી નિર્વિકલ્પ હોય છે.

હું ચંદ્ર-સૂર્ય-ગ્રહ-નક્ષત્રાદિ દિક્પાલોને સાક્ષી રાખી પ્રતિજ્ઞા કરું છું કે આ જિંદગીમાં આ વ્રત અને વેશનો પરિત્યાગ હું હરગીજ નહિ કરું.

આ મહાવ્રતના અંગીકાર પહેલાં - ક્ષણ માત્ર પહેલાં- હું જે હતો તે હવે નથી રહ્યો. હવે હું નૂતન બળે બળવાન બનીને તથા વિષયવાસના માત્રનો પરિત્યાગ કરીને ઈન્દ્રિયસુખસંભોગની સ્પૃહાને નષ્ટ કરી દઈને નવા ભાવથી અને નવા આદર્શથી નખશિખ રંગાઈને, મહામુક્તિના માર્ગે વિચરવાને તૈયાર થયો છું.

મારા આ વિષયસુખસંભોગકારી દેહનું દમન કરતો રહી ભોગવિલાસવિહીન ચિત્તવૃત્તિ ધારણ કરીને હવે પછીનું મારું જીવન હું ગુજારીશ. અજ્ઞાન-મૂલક જે મોહમાં અત્યાર લગી હું ડૂબેલો હતો, તે મોહ, તે સ્મૃતિ અને તે નિત્ય ભાવો મારે માટે હવે હતાં નહતાં થઈ જાઓ ! નાના પ્રકારની વાસનાજાળમાં જકડી રાખનારી હલકી બુદ્ધિ પણ મારામાંથી લુપ્ત થઈ જાઓ ! અને જે જ્ઞાન મને માતાપિતા અને ઈતર સગાંવહાલાંના સ્નેહમાયાના બંધનમાં અને તેમના પ્રત્યેના કર્તવ્યપાલનના ખ્યાલમાં બાંધી રાખતું હતું, તે જ્ઞાન ને તે ભાન સમૂળગું નષ્ટભ્રષ્ટ થઈ જાઓ !

આજે હવે મારા અંતરમાં કોઈ પણ પ્રકારનાં પાપતાપ નથી, મોહમાયા નથી કે ભ્રમભ્રાન્તિ પણ નથી



હવે હું બસ નિર્મળ, નિષ્પાપ ને નિષ્કલંક બન્યો છું. મારું દુર્બળ મન પણ હવે સબળ બનીને મને મહામુક્તિના પંથે અગ્રેસર થવાની તાકાત મારામાં પ્રેરે છે. મારું હૃદય આજે વિવેક-વૈરાગ્યના તેજે પ્રકાશિત બન્યું છે, અને હું આજથી મહામુક્તિના પંથે પરવરું છું.

જે વિષમ વિભ્રમ અને વિસ્મૃતિ અત્યારલગી મને અસત્યમાં સત્યનો ભાસ કરાવી તથા અવસ્તુમાં વસ્તુનું અને અનિત્યમાં નિત્યનું ભાન કરાવી મારા અનંત શક્તિ-સામર્થ્ય અને અનંત પરાક્રમને દબાવી દઈ મને પાપતાપ તથા માયામોહના માર્ગમાં પ્રવર્તમાન કરતાં રહ્યાં. આ મહાવ્રત દ્વારા હૃદયમાં આત્મ-સ્મૃતિ જગાવી. તે વિભ્રમ અને વિસ્મૃતિનો વિનાશ કરવા ખાતર અને પરિણામે એ પરમાત્મારૂપી પુરાણપુરુષની અંદર મારી જાતને નિમ્ન કરી દેવા ખાતર હું આ મહામુક્તિ અને શાશ્વત કલ્યાણના પંથમાં જોડાવું છું. આજે મેં ચંદ્ર સૂર્ય અને ગ્રહ-નક્ષત્રાદિની સાક્ષીએ અને અગ્નિદેવનો સ્પર્શ કરીને જે મહામંત્રને ગ્રહણ કર્યો છે અને જે વ્રત સ્વીકાર્યું છે તેનો ત્યાગ આ જીવનમાં હું કદાપિ નહિ કરું, નહિ જ કરું. એ વ્રતનું યથાર્થ પાલન કરવામાં મારે માથે જે કંઈ સંકટ કે આફત આવી પડશે તેને હું આનંદ ને આગ્રહપૂર્વક વધાવી લઈશ.

આની ખાતર અચંચળ અને અવિચલિત ભાવથી

તથા અસીમ ધૈર્ય, સહિષ્ણુતા અને અટલ ઉત્સાહથી મારા અંતરના આ મહાભાવનું જતન કરતો રહી આશ્રમ ધર્મની મર્યાદાઓનું યથાર્થ પાલન જે રીતે મારે કરવું પડશે તે રીતે હું જરૂર કરીશ.

અનેક જન્મજન્માંતરોના પુણ્યે કરીને ત્યાગ ધર્મ સ્વીકારવાનું મને સૂઝ્યું છે. માયામોહ, પાપતાપ, ભ્રમભ્રાન્તિ એ મારે માટે ન જ હોય - મને એ ખપે જ નહિ; એ તો વિષયમુખસંભોગને વાંછનાર માંમૂલી જનો માટે જ હોય. હું પંડે જાગીને દેશને જગાડીશ; જાતે ઊઠીને દેશને ઉઠાડીશ; અદમ્ય ઉત્સાહ અને પ્રબળ પરાક્રમ સાથે વિવેકવૈરાગ્ય રૂપી અસ્ત્ર ધારણ કરીને હું દેશને મહાધ્વંસના વિકરાળ જડબાંમાંથી ઉગારી લેવા ખાતર મહાસંગ્રામક્ષેત્રમાં મારા અસ્તિત્વ અને વ્યક્તિત્વને હોમી દઈશ.



**સંઘનો આદેશ અને ઉપદેશ**

૧. હરહંમેશ સંઘનું ચિંતન કરતા રહી વિષયની ચિંતામાંથી નિજ જાતને ઉગારી લેવી.

૨. મૃત્યુચિંતા દ્વારા વિવેક વૈરાગ્યને અપનાવી લઈ રિપુઓની ઉશ્કેરણી અને ઈન્દ્રિયોના ત્રાસમાંથી જાતને બચાવી લેવી.

૩. અંતરને વિષે આત્મસંયમ તથા સંઘના ભાવ અને આદર્શોને નિરંતર જાગ્રત રાખી બહારની વિવિધ પ્રવૃત્તિઓની મલિન આબોહવાથી જાતની રક્ષા કરવી.



૪. ત્યાગી-સંન્યાસી-બ્રહ્મચારીગણે કદાપિ એકત્ર શયન કે અંગસ્પર્શનાદિ કરવાં નહિ.

૫. રાત્રિના છેલ્લા પહોરમાં સૂઈ રહેવું નહિ, અને એકવાર ઊઠ્યા પછી ફરી સૂઈ જવું નહિ.

૬. લંગોટનો ઉપયોગ અહર્નિશ કરવો.

૭. આદેશોનુસાર દૈનિક જપ, ધ્યાન અને આત્મચિંતન નિયમિત રીતે કરતાં રહેવાં.

૮. મિતાહાર રાખવો.

૯. માનસિક દ્વિધા, દુર્ભાવના અને દુર્બળતાને દૂર કરવા માટે નિત્ય વિચારતાં રહેવું કે - 'જે મહામંત્રની દીક્ષા મેં લીધી છે તેને પ્રતાપે પાપ-તાપ, માયા-મોહ, ભ્રમ-ભ્રાન્તિ આમાંનું કશું જ મારામાં રહી શકે તેમ નથી; એ ધ્રુવના જેવી અવિચળ સાચી વાત છે હું નિત્ય નિર્મળ અને શુદ્ધ બુદ્ધ સ્વભાવવાળો છું.

૧૦. કદાચ કોઈ વાર લોભ-લાલચના ફંદામાં ફસાઈ જવાય તો પોતાના ભૂતકાલીન જીવનનાં વ્યાધિદુઃખોનો તેમજ આ નશ્વર દેહના આખરી પરિણામ બાબતનો વિચાર કરી, સર્વોપરી

સંઘનેતાના ચરણોમાં આત્મનિવેદનપૂર્વક કૃપાભિક્ષા માગી લઈને આત્મરક્ષા કરવી.

૧૧. સંઘનો સંન્યાસી બ્રહ્મચારીવર્ગ ત્યાગીનો વેશ ત્યજી દઈને ગૃહસ્થાશ્રમમાં પુનઃપ્રવેશ કદાપિ ન કરે.

૧૨. કોઈપણ પ્રકારના નિષિદ્ધ ખોરાક કે માદક દ્રવ્યનું સેવન કદાપિ ન કરવું.

૧૩. પૂર્વાશ્રમનાં સ્મૃતિ કે સંબંધોને, સ્નેહ-માયા-મમતા-પ્યારને મહાપાપ ગણી ઝેરી સાપની માફક તેનાથી દૂર રહેવું.

૧૪. કોઈપણ પ્રકારની અણછાજતી ફિકર ચિંતા કે અયોગ્ય વાસના આવી પડે તો જરૂર જોગું પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરવું.

૧૫. આહારમાં, વિહારમાં તેમ વાણીમાં સર્વત્ર, સર્વદા સંયમી રહેવું.

૧૬. વ્યાયામનું સેવન નિયમિત કરતા રહેવું અને ધોરણસરની રોજનિશિ (ડાયરી) નિત્ય લખવી.

卐



## માનવજાતિના પરિત્રાતા

## યુગાચાર્યશ્રીની

# યુગવાણી

(આ શીર્ષક નીચે યુગાચાર્યશ્રી પ્રણવાનંદજીએ પોતાના શિષ્યવર્ગને લખેલા વિવિધ પ્રેરણાત્મક પત્રોનો સારભાગ સંચિત કરવામાં આવ્યો છે.)

૧.

.... અત્યારે તમે જે સ્થાને છો તે જ સ્થાન તમારે માટે વિશેષ ઉપયોગી છે રોજ શાસ્ત્રાલોચન કરતા રહેજો. રોજ ને રોજ નિયમિત રીતે ગીતા-ઉપનિષદ અને બીજા ધર્મગ્રંથોનું વાંચન મનન કરતા રહેજો. ચાર સાડાચાર કલાક કરતાં વધારે ઊંઘશો નહિ. શંકરાચાર્યના વિવેક વૈરાગ્ય, બુદ્ધ ભગવાનના ત્યાગભાવ અને શ્રી ચૈતન્ય

મહાપ્રભુના પ્રેમભાવનું ચિંતન કરતા રહેજો. ......પાંચ વર્ષના નાનાકડા પ્રહ્લાદને હાથીના પગ તળે નાખવામાં આવ્યો, ઊંચા પર્વતના શિખર પરથી ઊંડી ખીણમાં ઊસેડવામાં આવ્યો, કાલસર્પના મુખે કરડાવવામાં આવ્યો, તથાપિ એ બાલભક્તે હરિનામનો જાપ નહોતો ત્યજ્યો, બલ્કે અચળ અને અખંડ ભાવથી પોતાનો એ વ્યવહાર ચાલુ જ રાખ્યો હતો - એ વાત સતત ધ્યાનમાં રાખજો. ......યમ, નિયમ, આસન રોજિંદા જીવનના ઘટનાક્રમમાં વણી લેશો. જે જે મહાપુરુષો વિષે તમે જાણતા હો તેમનાં ચરિત્રોનું હરહંમેશ ચિંતન કરતા રહેજો. કોઈપણ સમયે, કોઈપણ ઘડીએ ખોટા વિચાર કે ખોટી ભાવનાઓ મનમાં પ્રગટવા ન પામે તેની કાળજી રાખજો. સદ્‌વિચાર, સદ્‌ભાવના અને સંતસંકલ્પોનું જ સેવન ચાલુ રાખવાથી કુવૃત્તિઓ તમામ કરમાઈ જશે. .....તમે હવે સંસાર ભણી તો ભૂલે ચૂકે પણ ભાળશો જ નહી. સાંસારિક વિષયોનું ચિંતન જ સદંતર છોડી દેજો. પરિત્યાગ કરવા જેવા અને પરિત્યાગ કરી દીધેલા વિષય કિંવા વસ્તુને અડકતાં આપણે જેમ સુગાઈએ છીએ, તેવી જ રીતે સાંસારિક તમામ વિષયો પ્રત્યે તમારે સુગાવું જોઈએ. જે વિષયોને વિષ અને વિષ્ઠા તુલ્ય ગણીને ત્યજી દીધા છે તે હવે કદાપિ અમૃત તુલ્ય ગણવા ન જોઈએ. ... રોજ ચાર પાંચ કલાક જપ તથા ધ્યાનમાં વ્યતીત



કરતા રહેજો. મૌનનું પાલન જેટલું વધું થતું રહેશે તેટલું વધુ સારું. એવી અવસ્થામાં સર્વદા રહેવાની કોશિષ કરજો કે જેથી બાહ્ય જગતમાંનું કંઈ પણ તમને સ્પર્શવા પામે નહિ. આ દૃશ્યમાન જગતના તમામ પદાર્થોને જ્યાં લગી વિસ્મૃતિસાગરના અગાધ તળિયે ડુબાવી દેવામાં આવશે નહિ, ત્યાં લગી વિવેક-વૈરાગ્યની ઉપલબ્ધિ શક્ય બનશે નહિ. ... તમે જે પંથનો પ્રવાસ આદર્યો છે, તે પંથનું અવલંબન ચાલુ જ રાખી શકશો, તો તો દુન્યવી કોઈ પણ પ્રકારનાં પ્રલોભનો તમારા કેશાગ્રનો પણ સ્પર્શ કરી શકશે નહિ. ભોગીનો વેશ ત્યજી દઈને ત્યાગીનો વેશ તમે ધારણ કર્યો છે તે વાત હરહંમેશ ખ્યાલમાં રાખજો. સતત સાવધાન રહેજો અને મનમાં સદા એ ભાવ જાગ્રત રાખજો કે ‘હું સર્વત્યાગી છું, હું સર્વત્યાગી છું, હું સર્વત્યાગી છું.’

આ પ્રમાણે વર્તતા રહેવાથી કોઈ પણ વિષયનો ભોગ તમોને સ્પર્શી શકશે નહિ.

卐

૨.

... ઝાઝી અકળામણો કરશો નહિ. દુઃખ - મુશ્કેલી ને સંકટો તો મનુષ્યના જીવનમાં આવે જ. એનાથી પલભર પણ મુંઝાઈ ગયે ન પાલવે. જે જુવાન કોઈ બાબતની તંગીથી પ્રેરાઈ ને કિંવા ક્ષણિક ઉત્તેજનાને વશ

બનીને જ નહિ, પણ હૃદયના ત્યાગભાવથી સંસારનો ત્યાગ કરી શકે, તેના દિલમાં કોઈપણ શક્તિનો અભાવ હોઈ જ શી રીતે શકે? અત્યારની દુર્બળતાનો પરિત્યાગ કરી દો, અને વીર વેશે, ઊંચે મસ્તકે કર્મક્ષેત્રમાં ઘૂમતા રહીને યથોચિત વીરત્વનો પરિચય કરવો. ખૂણે ખાંચરે અલ્પસ્વલ્પ વાસના લપાઈ રહી હોય તો શોધી શોધીને તેનો વિનાશ કરી નાખો. હવે આળસ, પ્રમાદ ધરવાનો કે 'થાતી હે હોતી હે'ની નીતિને અનુસરવાનો વખત નથી. ખૂબ ખૂબ ચિંતનશીલ બની જવું જોઈએ. હજી પણ શું તમે ચંચળતાને સોડમાં ઘાલીને બેસી રહેશો? નહિ, નહિ, હરગીજ નહિ. ક્ષણના પણ વિલંબ વગર ચંચળતા માત્રને જન્મતાં વેંત હાંકી કાઢો. નિયંતાએ તમારે શિર કેટલો બધો બોજો, કેટલી બધી કડક જવાબદારી લાધાં છે, તેનો વિચાર સતત કાં નથી કરતા ?

ક્યાં ગયો તમારો એ આત્મવિશ્વાસ કે જેના જોરે તમે સમગ્ર દેશમાં જીતનો ડંકો બજાવવાની હામ ધરતા હતા ? હજી તો કેટલીયે વાર કેટલીયે પરીક્ષાઓ - કેટલીયે કસોટીઓમાંથી તમારે પસાર થવું પડશે. બધી જ વેળા માન-મર્યાદા અણિશુદ્ધ જળવાઈ રહે તેની ખાસ ખબરદારી રાખવી પડશે. નહિ તો કેમ પાલવશે? શરીર સંબંધી તો કોઈપણ ચિંતા કરશો નહિ. હાડમાંસનું એ પિંજરું ઓછું કંઈ ચિરકાળ ટકી રહેવાનું છે ?





૩.

...અત્યારે તમને જે જાતની સગવડો મળી છે તેવી સગવડો બહુ ઓછા માણસોને મળે છે. એ સગવડોની ઉપેક્ષા ન થાય એ ખાસ જોશો. વિવેક-વૈરાગ્ય એ જ હોય ત્યાગી જીવનનો એક માત્ર આધાર. તમારે બધાંએ તો ત્યાગની જ્વલંત મૂર્તિઓ બની રહેવું જોઈશે. સનાતન આદર્શથી સુગઠિત થઈને આર્ય ઋષિમુનિઓના આસને બેસીને આ અધઃપતિત દેશને પુનઃ નીતિ અને ધર્મના માર્ગે ચઢાવવો એ જ તમારું કર્તવ્ય હોય. નીતિ-ધર્મની વાતોનો પ્રચાર કરવા સારું, તેમજ ત્યાગ, સંયમ, સત્ય અને બ્રહ્મચર્યના મહાત્મ્યનો ડંકો બજાવવાને કાજે જ તમારા લોકોનો જન્મ થયો છે - એવો વિશ્વાસ અહર્નિશ અંતરમાં ટકાવી રાખજો. એવો આત્મવિશ્વાસ જ ઉન્નતિ માત્રનું મૂળ કારણ બને છે.

જાતે તૈયાર થાઓ અને યથોચિત શક્તિ-સામર્થ્યનો સંઘરો કરો. તમારામાંનો એકેએક જણ એકેકું સિંહનું બચ્ચું છે; દશ દશ હજાર હાથીનું સામર્થ્ય તમારામાંના દરેક જણમાં છે. 'હર કોઈ કામ તમારાથી થઈ જ શકે એવો આત્મવિશ્વાસ કેળવ્યે જ છૂટકો. દુર્બળતા એ જ પાપ છે. માટે દુર્બળતાને કદાપિ તમારી સોડે ફરકવા દેશો મા ! બહુ જ થોડા સમયમાં તમારે સૌને આદર્શસ્થાન પર ઊભા રહેવું જોઈશે. તમારાં આદર્શને

અપનાવી, તમારે પગલે પગલે ચાલી હજારો લોકો પોતાના જીવનનું ઘડતર કરશે. મનુષ્યથી જે કંઈ થઈ શકે તેમ છે, તે તમામ તમારે હસ્તે થશે જ થશે. કદાચ ને ક્યાંક નિષ્ફળતા મળતી લાગે તો જાણજો કે તમારા ઉદ્યોગમાં, તમારા પ્રયત્નમાં ક્યાંક કચાશ છે.

એવી નિષ્ફળતાને પ્રસંગે જપ-ધ્યાન ખૂબ કરજો એટલે ખામીઓ આપોઆપ સમજાઈ રહેશે. જપ-ધ્યાન વગર ચિત્તની શુદ્ધિ શક્ય નથી. અને ચિત્તશુદ્ધિ વગર ધર્મતત્ત્વનો અનુભવ કદાપિ થઈ શકતો નથી.



૪.

તમે લખ્યું છે કે "જે જે યુવાનો સાથે હું હળુ-મળું છું તેમના સંબંધી વિચારો મારા અંતઃકરણમાં આવે છે." હાલને તબક્કે એ વિચારો ભલેને તમારું કંઈયે અહિત ન કરે પણ યાદ રાખજો કે પછી થોડા જ વખતમાં એ વિચારોની સાથે અપવિત્રતા અને મલિનતાના ભાવ તમારામાં દાખલ થઈને તમને એવા તો અકળાવી મૂકશે કે એ વિચાર સિવાય તમને બીજું કંઈ સૂઝશે જ નહિ. માટે જેમ બને તેમ જલદીથી તમારે એવાના વિચારથી અને એવાના સંગથી અળગા બની જવું જોઈએ. જો સ્વીકૃત બ્રહ્મચર્ય વ્રતનું પરિપાલન કરવાની તમારા દિલની ઈચ્છા હોય જ તો.





૫.

... બ્રહ્મચર્ય બરાબર દૃઢ ન બને, ત્યાં લગી બીજા માણસોના સંગ અને સ્પર્શથી અલગ જ રહ્યા કરવું. જેમની સાથે હળવા-મળવાથી, જેમનો સહવાસ અને સ્પર્શ કરવાથી તમારામાં ચિત્તવિકાર પ્રગટે, તેવાની સાથે ન કદાપિ હળશો, મળશો કે ન કદાપિ તેમનાં અંગવસ્ત્રાદિનોસ્પર્શ થવા દેશો, એવો મારો આદેશ છે. તમારા થઈ ગયેલા અપરાધ સંબંધમાં વિશેષ કંઈ વિચારવાનું નથી. આજથી ફરી પાછા તમે કટિબદ્ધ બની જાઓ. અને હવે કદાપિ કુસંસર્ગ કરશો ના. આ મહાવાણીને સદાય સ્મરણમાં રાખજો કે મેં ચંદ્ર-સૂર્ય-ગ્રહ-નક્ષત્ર આદિ દિક્પાલોને સાક્ષી રાખીને, તથા શ્રી ભગવાનનું નામસ્મરણ કરીને જે પ્રતિજ્ઞા કરી છે કે "સમજપૂર્વક કે અસમજપૂર્વક, સ્વેચ્છાએ કે પરેચ્છાએ, કુચિંતા કે કુભાવનાથી પ્રેરાઈને મારે જીવનસર્વસ્વ સમી આ બ્રહ્મચર્ય વ્રત રૂપી મહાશક્તિને નષ્ટ કરી આત્મહત્યા રૂપી મહાપાપમાં હું નહિ ડૂબું, નહિ ડૂબું," એ પ્રતિજ્ઞા પર દૃઢ રહેશો. સંકલ્પ પર અવિચળ રહેશો. પ્રતિજ્ઞાનું પાલન કરતાં કરતાં જે જે કંઈ દુઃખ, આફત કે મુશ્કેલીઓ આવી પડશે તેને સાનંદે વધાવી લેશો.

વીર્ય એ જ જીવન છે, વીર્ય એ જ પ્રાણ છે, વીર્ય એ જ માનવીનું યથા સર્વસ્વ છે - રે ! રે વીર્ય એ જ મનુષ્યનું

મનુષ્યત્વ છે. આ વીર્યનું સાવધાનીપૂર્વક રક્ષણ કરવાથી મનુષ્ય દેવતાપદને પ્રાપ્ત થાય છે. ત્યારે તેને નષ્ટ કરી દેવાથી માનવી પશુત્વને પ્રાપ્ત થાય છે.

卐

૬.

મૃત્યુનો વિચાર સતત કરતા રહીને વિષયબુદ્ધિનો લોપ કરજો, ઈન્દ્રિયોની ચંચળતા પર કાબૂ મેળવજો, રિપુઓના ઉશ્કેરાટને નષ્ટભ્રષ્ટ કરી નાખજો. જે કોઈ આ વાતને નિરંતર પોતાના ચિત્તમાં અને હૃદયમાં જાગ્રત રાખશે કે 'આ દેહનું પતન તો કોઈ પણ વેળા, કોઈ પણ ઘડીએ થવાનું છે ને થવાનું જ છે' તેના દિલમાં ખોટા વિચાર ને ખોટી ભાવનાઓ આવીને તેને અકળાવી શકશે જ નહિ.

દુર્બળતા, ભીરુતા અને કાપુરુષતા એ મહાપાપ છે. ભય જેવું કંઈ છે જ નહિ. સાચા વીરની પેઠે, છાતી કાઢીને ચાલ્યા જાઓ ! દિવસની વેળાએ ઊંઘશો નહિ; ઝાઝું ઊંઘવું ખરાબ છે. હાથ ધરેલા કાર્યને પાર પાડવામાં જે જે કંઈ કઠણાઈઓ આવે, જે જે કંઈ દુઃખ, મુશ્કેલીઓ કે વિપત્તિઓ આવે તેને ખુશીથી વધાવી લેતાં શીખો. હડબડી ગયે કે પાછા ડગ ભર્યે નહિ ચાલે. ખરો મનુષ્ય તો તે જ કે જે એકવાર આરંભેલું કાર્ય પાર પાડવા જતાં જીવનને તુચ્છ ગણે. જે સ્થાને તમે છો, તે સ્થાને જ



હિમાલયની ગુફા માની લેજો. ધૈર્યને ધારણ કર્યે જ છૂટકો. રોજ તમે કેટલા કલાક કામ કરો છો ? જેટલા કાર્યો તમે કરો છો તેટલાં કાર્યો તમને તમારા ધ્યેયના સ્થાને પહોંચાડવા માટે પૂરતાં છે ખરાં ? આ બધી બાબતોનો પુખ્ત વિચાર કરીને જ તમારું જીવનનાવ હંકારતા રહેજો !

卐

૭.

સ્થિતપ્રજ્ઞની દશા જ્યાં લગી પ્રાપ્ત નથી થતી, ત્યાં લગી માનવી અનેક વાર અનેક જાતની ચંચળતા દેખાડતો રહે છે. પરંતુ જેમનો સંકલ્પ દૃઢ છે, જેઓ આરંભેલા કાર્યને પાર પાડવા કાજે જીવનને ન્યોછાવર કરી દેવાની તત્પરતા રાખે છે. તેવા લોકો પોતીકા ધૈર્ય, સ્થિરતા અને સહિષ્ણુતાને છેહ દઈ આત્મમર્યાદા અને આત્મવિશ્વાસને ગુમાવીને ક્ષણિક ચંચળતાને વશ બનીને અગર ક્ષણિક ઉત્તેજનાઓથી ઉત્તેજિત થઈને ગમે ત્યારે ગમે તે કાર્ય કરવાને તૈયાર થતા નથી. ઠીક ત્યારે, અત્યારે તો તમે પારકી બધી પંચાત પડતી મૂકીને પોતપોતાની જવાબદારીઓનું મહત્ત્વ યાદ રાખીને ધીરજ, સ્થિરતા ને સહિષ્ણુતાપૂર્વક આરંભેલા કાર્ય સંપૂર્ણ જવાબદારી સાથે પાર પાડવાનો દૃઢ સંકલ્પ કરી લો!!

**માનવીની મુક્તિ, મનુષ્યનું મનુષ્યત્વ અને વીરનું** વીરત્વ એ જ ઠેકાણે સંભવે, કે જે ઠેકાણે મનુષ્ય અનંત ઉદ્યમ અને પુરુષાર્થ સાથે સમસ્ત દુઃખ-વિપત્તિ અને દુષ્પરિણામોની ઉપેક્ષા કરતો રહી સંકલ્પપૂર્વક ગ્રહણ કરેલા વ્રતના પરિપાલનાર્થે અવિચલિત અને સ્થિર ભાવથી, અચલ, અટલ અને અતૂટ ભાવથી મંડ્યો રહે.

મનુષ્યની શક્તિનો વિકાસ તેમ ઉન્મેષ થાય છે કેવળ સ્વીકૃત કાર્યની જવાબદારીના યથાર્થ પાલન દ્વારા જ.



૮.

તમે આજે કેટલું મોટું મહાવ્રત ગ્રહણ કર્યું છે, કેટલી બધી ભારે જવાબદારી સ્વીકારી છે, એનું સતત ભાન જો તમારા અંતરમાં જાગ્રત રહેશે તો પછી કોઈપણ પ્રકારની દુર્બળતા આવીને તમારા મન પર કાબૂ નહિ જમાવી શકે. ભ્રાન્તિને વશ થઈને જ આજે તમે તમારા શક્તિ સામર્થ્યનું યથાર્થ માપ કાઢી શકતા નથી. પાપ-તાપ, માયા-મોહ, સ્નેહ-મમતાના સંસ્કાર તમારા મનમાં વેળા-કવેળા જાગ્રત થઈને તમોને અકળાવી નાખવા માગે છે, પરંતુ વધારે પડતા અકળાઈ યા મુંઝાઈ જશો નહિ. એવી આપત્તિઓ, એવી અવસ્થાફેરો દ્વારા જ મનુષ્યનું મનુષ્યત્વ ઘડાય છે. નિરંતર યાદ રાખજો કે કોઈપણ



મનુષ્યના જીવનમાં આત્મોન્નતિ સિદ્ધ થવાનો જો સંભવ હોય તો તમે જ્યારે તમારું લક્ષ્ય સ્થિર કરીને, ખરે માર્ગે ચાલીને, આત્મોન્નતિ માટે પ્રયાસ કરી રહ્યા છો ત્યારે તેમાં તમને સફળતા મળશે જ મળશે. એ બાબતમાં લેશ પણ સંદેહ કે સંશય રાખવાનું કારણ નથી.

સમગ્ર દેશમાં તમારા જેવા ત્યાગી સંન્યાસીઓની સંખ્યા પૂરતા પ્રમાણમાં જો મળી આવે, તો ભારતવર્ષની કાયા જ પલટાઈ જાય - એની અત્યારની દુર્દશા રહી શકે જ નહિ. તમે જલદી જલદી તૈયાર થઈ જાઓ ! હજારો લોકોને મહામુક્તિને પંથે દોરી લઈ જવાના છે. સ્નેહ માયા તેમજ ભ્રમણામાત્રનો નાશ કરી નાખો. મડદાની માફક નિષ્પ્રાણ બની પડી રહ્યે હવે ચાલવાનું નથી.



૯.

ખાસ કંઈ ગભરાવા જેવું નથી. શ્રી વિજયકૃષ્ણ ગોસ્વામીજીની અંદર પણ એક વેળા આવી જ દુર્બળતા આવી હતી અને તેને લઈને તેઓ આત્મહત્યા કરી નાખવાને પણ તૈયાર થયા હતા. તે ટાણે એક મહાત્માએ વિજયકૃષ્ણને સમજાવ્યું હતું કે “બાબા, આથી તો તમારા ભાગ્યનો ઉદય થયો છે એમ માનો. કારણ કે તમારા જેવા મહાપુરુષની અંદર આવી દુર્બળતા આવવા સંભવ જ ન હોય, છતાં આવી છે તો તેમાં ખાસ રહસ્ય રહેલું હોવું

જોઈએ. માટે તમે હવે આ મહાપાતકમાંથી નિવૃત્ત થઈ જાઓ એટલે બસ છે." મહાત્માના એ ઉપદેશથી ગોસ્વામીજીના જીવને ટાઢક વળી અને તે બનાવ પછી તેમને ખાતરી થઈ કે તેમના મનની અનેક મલિનતાઓ દૂર થઈ ગઈ છે.

તમે અમૃતનાં સંતાનો છો. કોઈપણ રીતે ચલાયમાન થશો ના, તમે સ્વતઃ પવિત્ર છો, સ્વતઃ વિશુદ્ધ છો. તમારે કોઈ જ ભય નથી. તમારો વિનાશ કરવાની કોની તાકાત છે ? ધીર બનો, સ્થિર બનો, આત્મવિશ્વાસી બનો, અને આત્મશક્તિના વિકાસ માટે સતત પ્રયાસ આદરો.

આ મહામંત્ર સતત સ્મરણમાં રાખજો કે "ઘરબાર, ગામદેશ-બધાંનો ત્યાગ કર્યો છે, માયા-મમતા, સ્નેહ મહોબતનાં બંધન સઘળાં કાપી નાખ્યાં છે, કામ-ક્રોધાદિ ષડ્‌રિપુઓ તેમજ ઈન્દ્રિયોના સુખભોગો અને કામનામાત્રનો પરિત્યાગ કર્યો છે - તો પછી હવે મારું ચિત્ત કામના વાસનામાં આસક્ત બને જ શી રીતે ભલા ? અને કદાચ બને તો તેને કેવળ મિથ્યા ને ભ્રાન્તિ સમજીને દૂર કરીશ." તમારે નથી કોઈપણ પ્રકારનો ભય કે કોઈપણ પ્રકારની ચિંતા. તમે છો વીરનાં સંતાન, તમારામાં તે દુર્બળતા કેવી ? તાજી કરો તમારા મનમાં ભીષ્મપિતામહની એ પ્રતિજ્ઞાની વાત, પ્રહ્‌લાદજીની



દૃઢતાની વાત, બુદ્ધ ભગવાનના ત્યાગની વાત, ને શંકરાચાર્યજીના વિવેક-વૈરાગ્યની વાત ! ધીર બનો, સ્થિર બનો અને સર્વદા પ્રસન્નતાપૂર્વક જ ચાલતા રહો !

卐

૧૦.

તમારી જાતને હંમેશાં કર્મના પ્રવાહમાં ડુબાવી રાખવાની કોશિષ કરજો. એમ નહિ કરો તો અચિન્તા તેમ જ કુચિન્તાઓ આવી આવીને તમને હેરાન કરી મૂકશે. કર્મ જેમ કરતાં રહેશો તેમ જપધ્યાન પણ કરતા રહેજો જ. દેહના અંતિમ અંજામની વાત હરહંમેશ વિચારતા રહેજો. એટલે પછી સ્વપ્નામાં કે કલ્પનામાં પણ કુચિન્તા આવી શકશે નહિ. એવી જ રીતે સતત મૃત્યુનું ચિંતન કરતા રહેવાથી કોઈપણ પ્રકારની દુર્બળતા આવવા પામશે નહિ.

卐

૧૧.

શારીરિક વ્યાધિની વિશેષ ફિકર કર્યા કરવાથી શો દહાડો વળશે? આ મહાપરીક્ષામાં ઉત્તીર્ણ થવા પર જ તમારી ઉન્નતિ - અગ્રગતિનો મોટે ભાગે આધાર રહેલો છે.

卐

૧૨.

માન, કીર્તિ અને પ્રતિષ્ઠાની ઈચ્છાને પગ તળે કચરી નાખીને અહંકાર-અભિમાનને ચૂર્ણવિચૂર્ણ કરી દઈને, પ્રશાંત સુમેરુ પર્વતના જેવા ધીર, સ્થિર અને અડગ બનીને બીજાના નીરસ પ્રાણને સુશીતલ બનાવવા માટે, પોતે આત્મવિશ્વાસના બળે બળવાન બની તથા સ્વાવલંબન પર મુસ્તાક રહી, સારી રીતે તૈયાર થઈ જવું ઘટે. અનેક વેળા અનેક જાતના લોકો સાથે પ્રસંગો પડવાના. એવે વખતે વિશેષ વિચાર કર્યા વગર ધૈર્યનું અવલંબન કર્યા વગર જો વર્તાશે તો અનેકાનેક ભૂલો ને ગોટાળાઓ ઉપસ્થિત થવા પામશે જે લોકોનાં જીવન આદર્શરૂપ બનવા માટે સર્જાયાં હોય તેમણે ખૂબ વિચાર કરીને જ રોજનાં કામકાજ કરતાં રહેવાં. ઘણીવાર મનુષ્ય આત્મશક્તિને વિસરી જઈને તથા આત્મવિશ્વાસને છેહ દઈને બિલકુલ મુફલિસના જેવું આચરણ કરે છે.

卐

૧૩.

સુસ્તીનું ઘેન ઉડાડી દઈને, પૂરેપૂરા સજાગ બની જઈને, તથા શક્તિની જવલંત-જીવંત મૂર્તિ ધારણ કરીને સમગ્ર દેશની સામે ઉપસ્થિત થયા વગર આરો નથી. આત્મ વિશ્વાસના બળ વડે બળવાન બનીને,



આત્મમર્યાદાને જાળવી રાખીને, સમસ્ત પાપ-તાપને ભ્રાન્તિની પેઠે પરહરીને, પ્રબળ પરાક્રમપૂર્વક રોગ, શોક અને જડતાની જાળમાં ઘેરાઈ પડેલા સમાજનું રક્ષણ કરવા કાજે તમારે ઝંપલાવવું પડશે; અને તેને માટે વિવેક-વૈરાગ્યરૂપી મહાન શસ્ત્રાસ્ત્ર સજીને આ મહાન સંગ્રામક્ષેત્રમાં ઝુકાવ્યા વગર છુટકો જ નથી.

વિભ્રમ-વિભ્રાન્તિને વિસ્મૃતિસાગરના અગાધ જળમાં ડુબાવી દઈ તથા આત્મસ્મૃતિ અને આત્માનુભૂતિને હૃદયમાં જાગ્રત રાખીને આ દુર્બળ સમાજને સબળ બનાવવા કાજે, આ નિસ્તેજ સમાજને સતેજ કરવા કાજે, નિત્ય-શુદ્ધ-મુક્ત-સ્વભાવવાળા બનીને મહાસંગ્રામક્ષેત્રના અગત્યના મોરચે તમારે ઊભા રહેવું પડશે.

ખૂબ વિચારી જોજો, ખૂબ ખૂબ ખ્યાલ કરજો કે આજે તમે કેવી ભારે જવાબદારી ઉઠાવી લીધી છે અને હજારો ને લાખો મનુષ્યોની રક્ષા કરવાને કટિબદ્ધ થયા છો. આત્મવિશ્વાસથી બળવાન બનીને તથા આત્મશક્તિ પર આધાર રાખીને સેંકડો અને હજારો સંતપ્ત જીવોને ઠારવા માટે તૈયાર, સૌએ મળી આ સંઘને ઉપયોગી તેમજ કાર્યક્ષમ બનાવવો જોઈએ. નાની નાની શક્તિઓ એકત્ર કરીને, પરસ્પર એકજુથ થઈને વિરાટ સંઘશક્તિનું નિર્માણ કરવું જોઈએ. એમ થશે ત્યારે જ તમે

મહાસંગ્રામક્ષેત્રમાં ઊભા રહી પ્રબળ પરાક્રમપૂર્વક શત્રુઓ સાથે સંગ્રામ ખેડવાને શક્તિમાન થશો.

ભૂલી જાઓ કામક્રોધાદિ રિપુઓની ઉશ્કેરણીને અને ઈન્દ્રિયોની પજવણીને, વિસરી જાઓ પાપતાપ અને આધિવ્યાધિને ધારણ કરો. વિવેક વૈરાગ્યરૂપી સુતિક્ષ્ણ તલવારને કાપીને દૂર ફેંકી દો માયા મોહ અને ભ્રમ-ભ્રાન્તિના કુસંસ્કારોની જાળને પણ દૂર ફેંકી દો.

આવી રીતે નિત્ય શુદ્ધ અને મુક્ત - સ્વભાવવાળા બનીને પતિતોનો ઉદ્ધાર કરો, દીનદુઃખિયાનું રક્ષણ કરો, નીરાધારોને આશ્રય આપો, અને સંતૃપ્ત આત્માઓને સુખ શાંતિ અર્પો ! તમો સઘળા અનંત શક્તિ-સામર્થ્યને ધારણ કરી, પ્રબળ પરાક્રમ સહિત, વીર વેશે કર્મક્ષેત્રમાં ખડા થઈ જાઓ. તમને એમ કરતા જોઈને મારું ચિત્ત સંતુષ્ટ થશે અને મારું બાકીનું જીવન હું આનંદપૂર્વક ગુજારતો રહીશ.



૧૪.

આજે અનેક જન્માંતરોનાં સુકૃત્ય અને સૌભાગ્યને લઈને તમારો સંબંધ સંઘ સાથે જોડાયો છે, એટલે તમારે ખાસ ભય ધરવાનું કે ચિંતા કરવાનું કોઈ કારણ નથી તથાપિ કદી કોક મલિનતા આવીને તમોને હેરાન પરેશાન કરી મૂકે ખરી. એવે પ્રસંગે સાચા વીરની



પેઠે ધૈર્ય, સ્થૈર્ય અને સાહિષ્ણુતાપૂર્વક તમારે ઝઝૂમી લેવું રહ્યું. દુર્બળતા ભીરુતા, કાપુરુષતા એ તમારાં લક્ષણ ન જ હોય. પાપ-તાપ-ભ્રમ-ભ્રાન્તિ-માયા-મોહ એમાંનું કશું જ તમને સ્પર્શી શકે તેમ નથી; એ વિચાર નિરંતર તમારા હૈયામાં જાગ્રત રાખજો. મનુષ્યજીવનમાં જે કંઈ થવું સંભવિત છે, તે તમારા જીવનમાં સંભવિત કાં ન હોય? તમારા જેવાના જીવનમાં એ જો સંભવિત નહિ બને, તો પછી બીજા કોના જીવનમાં ને કેવી રીતે તે સંભવિત બનશે ? છતાં પણ ઉદ્યમ, કાર્ય તત્પરતા અને પુરુષાર્થની ઉપેક્ષા કરશો તો તે નહિ ચાલે.

વિપુલ, વિક્રમ અને પ્રબળ પરાક્રમપૂર્વક આરંભેલું કાર્ય એક સાચા વીર નરની પેઠે આગળ ધપાવ્યે રાખો ! એમ કરશો તો જ જીવનની ઈપ્સિત અને અભીષ્ટ વસ્તુ પ્રાપ્ત થઈ શકશે. વિવેક-વૈરાગ્યને અપનાવી લઈને તથા સંકલ્પમાં અડગ રહીને હાથ ધરેલું કાર્ય પાર પાડવાનો પુરુષાર્થ કરતા રહો અને તેમ કરવામાં તમારું પોતીકું સ્વાતંત્ર્ય ન હણાય તેની કાળજી રાખતા રહો !

આત્મવિશ્વાસ અને આત્મવલંબનના જે ગુણો મનુષ્યને મહામુક્તિ મેળવવાનો અધિકાર અપાવે છે, તે જ બે મહાગુણો તમારે કેળવવા રહે છે. તમારે ખાસ બીજા જેવું કે વિશેષ ફિકર કરવા જેવું કંઈ જ નથી. ભ્રાન્તિમાં

પડેલા જીવની માફક રાત્રિ દિવસ ઘોર્યા કરશો નહિ. આત્મવિચાર જરૂર કરતા રહેજો !



૧૫.

કામક્રોધાદિ રિપુઓનું દમન અને ઈન્દ્રિયોનો સંયમ એ જ તમારી મુખ્ય તપસ્યા. તમોને જે જે કંઈ ઉપદેશ આપવામાં આવ્યા છે તેનું વારંવાર સ્મરણ કરતા રહેજો, એટલે તમારું જીવન તમે પ્રસન્નતાપૂર્વક અને પ્રફુલ્લ ચિત્તે ગુજારી શકશો. જે જે વિચાર અને જે જે ભાવનાઓ તમારા ચિત્તમાં ચંચળતા પેદા કરી તમોને માનસિક દુઃખ આપે યાને જે વિચાર અને જે ભાવના તમારા મનને નીચ અને દુર્બળ બનાવે, તેવા વિચાર અને તેવી ભાવનાઓનો વિના વિલંબે પરિત્યાગ કરી દેજો !

અંતની ઘડીએ તમારે જેને તમારું યથાસર્વસ્વ ગણી પકડી રાખવાનો છે, જેનું શરણ લઈ તમારા પ્રાણને સુશીતળ કરવાનો છે, એ પરમ સ્વજન, પરમ મિત્ર અને અંગત સંબંધીને છોડીને, તેનું ચિંતન અને તેનો વિચાર કરવાને બદલે કામક્રોધાદિ રિપુઓ અને ઈન્દ્રિયોની પજવણીથી પીડાતા રહીને એક મામુલી વ્યક્તિ કે જેની પાસેથી કદાપિ કોઈ પણ તરેહની સહાય મળવાની આશા જ નથી, તેના ચિંતન અને તેના ખ્યાલમાં તમારો અમૂલ્ય વખત તમે કાં બરબાદ કરો છો, ભલા ?

આટલી બધી ઘોર આત્મવિસ્મૃતિનો ભોગ શું તમે



બની ગયા છો કે જે તમારો પરમ સ્વજન છે, પરમ મિત્ર છે, અને જેનું શરણ તમે સ્વીકાર્યું છે, તેની સ્મૃતિ તમે છેક જ ભૂલી જવા બેઠા છો ? યાદ રાખજો નિરંતર કે હવે તમારાથી સ્વચ્છંદતાભર્યું વર્તન ચલાવી શકાય જ નહિ. જે સર્વત્યાગી સંન્યાસીનું શરણ તમે સ્વીકાર્યું છે, તેનાં માન-મર્યાદાનો લોપ થશે અગર તો તેને યત્કિંચિત પણ હાનિ-પહોંચશે તો તેથી તમને આશ્રય આપનાર સંઘનું નામ દૂષિત અને કલંકિત બનશે. માટે સાવધાન !

ગભરાવાનું કંઈ કારણ નથી. તમારા આશ્રય દાતાની વાણીનું સતત સ્મરણ કરતા રહેજો !



૧૬.

દિન પર દિન, અઠવાડિયાં પર અઠવાડિયાં, અને માસ પર માસ ક્રમે ક્રમે વીતતાં ગયાં છે, છતાં અદ્યાપિ પર્યંત માયાનું ઘોર મોહાવરણ કેમે કર્યું કપાયું નથી. હજી કેટલો વખત આ પ્રમાણે ષડ્‌રિપુઓ અને ઈન્દ્રિયો, કામનાઓ અને વાસનાઓના સપાટા ને ધબ્બા ખાતા ખાતા આ જીવન અને જન્મને બરબાદ કરતા રહેશો ? તમારા એ ઘોર શત્રુસમૂહ, પરમમિત્રનો સ્વાંગ સજીને તમારી સોડમાં ભરાય છે અને તમારો સર્વનાશ કરી નાખવાની પેરવી કરે છે. તમારી અણઘડતા અને કુસંસ્કારને એકદમ તિલાંજલિ દઈ દો. તમારી બુદ્ધિ અને સંસ્કાર હજી પણ બિલકુલ કાચાં છે. જ્યાં સુધી વિવેક

વૈરાગ્યનું આસન તમારા અંતરમાં દૃઢમૂળ નહિ બને, ત્યાં સુધી તમારી પોતીકી બુદ્ધિ અને સમજદારીની કંઈ જ કિંમત નથી. તમારા મનમાં અનેકવાર એમ થતું હશે કે તમે જે કાંઈ વિચારો છો યા આદરો છો તે બિલકુલ બરાબર છે. પરંતુ તમારી એ ધારણા સર્વથા નિર્મૂળ છે.

બહુચિંતા કરવાનું કે ગભરાવાનું કશું કારણ નથી. ખૂબ જ જલદીથી તમારી અવસ્થા સુધરી જશે.

વિપુલ, વિક્રમ અને પ્રબળ પરાક્રમ સાથે, અનંત ઉત્સાહ અને પુરુષાર્થપૂર્વક વીરની માફક તમારું કાર્ય કર્યે જાઓ ! વિચાર અને બુદ્ધિને નેવે મૂકી દીધે નહિ ચાલે. ક્ષણે ક્ષણે ને પળે પળે આ જીવનયોવનના અંતિમ પરિણામનો વિચાર કરતા રહી આત્મસ્મૃતિ તથા આત્માનુભૂતિના ભાવોને અંતરમાં સદાય જાગ્રત રાખજો !

આળસ, નિંદ્રા અને તંદ્રાને કદાપિ આશ્રય નહિ આપવાની પ્રતિજ્ઞા લેજો. આળસ, નિંદ્રા, તંદ્રા, દીર્ઘસૂત્રતાના દુર્ગુણો અનેક વાર તમને ભેટવા આવશે. માટે ખૂબ ખૂબ સાવધાન રહેજો ! ભૂલે ચૂકે પણ એમના ફંદામાં ફસાઈ ન પડાય, એમના પર મુગ્ધ ન બની જવાય તે જોતા રહેજો ! તમારે માટે એ જ યોગ્ય છે. હાલમાં તમે ખૂબ વ્યાકુળ રહેતા હશો. સંઘનું શરણ જો પકડી જ રાખશો તો તો બધી જ મુશ્કેલીઓ, બધી જ અડચણોનું નિવારણ થઈ જશે.





૧૭.

નિરુત્સાહી અને નિરુદ્યમી બની બેસી રહ્યે નહિ પાલવે. ખૂબ જ જલદીથી તમારે તૈયાર થઈ જવું જોઈશે. તમારા પોતાના આદર્શથી તમારે સેંકડો લોકોને ઉત્સાહિત કરવાના છે - રે તેમનામાં પ્રાણ ફૂંકવાના છે. પ્રચારકાર્ય માટે બહાર નીકળવા જેટલા લાયક સત્વર બની જાઓ ! આળસ અને જડતામાં વખત ગુમાવી દીધે કેમ પરવડશે ? વિવેક-વૈરાગ્યરૂપી તમારું શસ્ત્ર ધારદાર હશે - પાણીદાર હશે, તો તો પાપતાપ કે લોભલાલચ એમાંનું કશું જ તમને સ્પર્શી શકશે નહિ. અનંત ઉદ્યમ અને ઉત્સાહથી, વિપુલ, વિક્રમ અને પરાક્રમથી તમારા સદ્ભાવો અને સુવિચારોનું તમારે જતન કરવું જોઈએ. નિજ સ્વાતંત્ર્યનો ત્યાગ કદાપિ કરશો ના. એ જ તમારું સર્વસ્વ છે.

સદ્ભાગ્યે આજે તમોને જે સદાશ્રય પ્રાપ્ત થયો છે તેને પ્રતાપે તમારો વાળ કોઈથી વાંકો કરી શકાય તેમ નથી. તમારા નાશ કરી શકે એવું કોઈ પાપ-તાપ કે લોભ-લાલચ આ જગતમાં હજી લગી પેદા જ થયું નથી એમ ખચિત માનજો. પરંતુ આ વાત ત્યારે જ સાચી ઠરે કે જ્યારે તમે સંઘના પ્રતિષ્ઠાતાની મહાવાણીને તમારા શ્વાસે શ્વાસમાં તે મર્મ મર્મમાં આજીવન જવલંત રાખી શકો. હાલમાં તમારે કેટલાક દહાડા અવસ્થાફેરને કારણે

વ્યાકુળ રહેવું પડતું હશે, તરંતુ એ સ્થિતિ લાંબો વખત નહિ ટકે. ખૂબ ખૂબ જલદીથી તમારું ભાગ્ય ખૂલી જશે.



૧૮.

તમારી સૂતેલી શક્તિઓને જાગ્રત કરવાની તમન્ના જો તમે રાખતા હો, તો તો તમારે સમસ્ત આપત્તિઓ અને અડચણોને અવગણી કાઢીને એક વીરની માફક તમારી જાતને ઝુકાવી દીધે જ છુટકો. તમારી અંદર વિપુલ વિક્રમ અને પ્રબળ પરાક્રમ ભર્યું પડ્યું છે. તેનું અવલંબન લઈને તમારે કર્તવ્ય પરાયયણ જ થવાનું બાકી રહે છે. બેફિકર બનીને, નિરાંતર જીવે બાયલાની પેઠે હાથ જોડીને બેસી રહ્યા કે વિચારોના ઘોડા દોડાવવામાં કાળક્ષેપ કર્યે નહિ ચાલે.

નિર્ધારિલું કાર્ય પાર પાડવા માટે આરંભેલા વ્રતની પૂર્ણાહૂતિ માટે જાન ગુમાવવાનો પ્રસંગ આવે તો પણ ખચકાવું નહિ જોઈએ. તમે શું એકવાર તમારા મનમાં વિચારી જોયું છે ખરું કે તમે કોના વંશજ છો ? મહામહિમાવાન અને મહાશક્તિસંપન્ન શુક, સમીક, ને શંકરાચાર્ય જેવા મહાપુરુષોના વંશજ તમે છો, એમનું પવિત્ર લોહી તમારી નસોમાં આજ પર્યંત વહેતું રહ્યું છે - એનો વિચાર તમે કદી કર્યો છે ખરો ?

વળી એ પણ હંમેશાં યાદ રાખજો કે પાપ-તાપ



દુર્બળતા - ભીરુતા એમાંનું કંઈ જ તમારી બાબતમાં સંભવે જ નહિ. એ તો કામી, ક્રોધી અને વિષયાસક્તો માટે જ સંભવે. હૃદયમાં પણ એ વાત નિરંતર યાદ રાખજો કે "હું ત્યાગી સંન્યાસીનું સંતાન હોઈ પવિત્રતાની જ્વલંત જીવંત મૂર્તિરૂપ છું. મારામાં કોઈ પણ પ્રકારનાં પાપ-તાપ કે દૂર્બળતા રહેવા પામે જ નહિં."



૧૯.

પૂર્વાશ્રમ સાથે સંબંધ રાખવાથી ત્યાગધર્મની મર્યાદાનો ભંગ થાય. સંખ્યા ઠરાવીને રોજ બની શકે એટલા જપ કરવાનો સંકલ્પ કરજો. જપની સંખ્યા ક્રમે ક્રમે વધારતા રહેજો. રોજનિશી નિયમિત લખતા રહેજો. અંતરમાં વિવેક બુદ્ધિને જાગ્રત રાખીને જ હરેક કામ કરવાં. આહાર-નિદ્રા પરિમિત થાય તે તરફ ખાસ ધ્યાન આપવું. મળસ્કાના ૩ વાગ્યા પછી ઊંઘતા રહેવું બિલકુલ વ્યાજબી નથી. એ સમયે શય્યાનો ત્યાગ કરી દઈ પદ્માસન જમાવવું અને એ રીતે ધીરે ધીરે જડતા અને તમોભાવને નાબૂદ કરવાં. રોજિંદા જીવનમાં સંઘના આદર્શ, ઉદ્દેશ વગેરેની બાબતમાં વિચાર કરવામાં પણ કેટલાક કલાક ગાળવા હરકોઈ અવસ્થામાં નિજ સ્વાતંત્ર્યને જાળવી રાખીને જ સઘળા વ્યવહાર આચરવા.



૨૦.

સર્વનિયંતાની શુભેચ્છા મુજબ, તેની આશિષવાણી મસ્તકે ચઢાવીને, પવિત્ર માઘી પૂર્ણિમાને દિવસે બાજિતપુરમાં આપણા આ સંઘની પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવી હતી. એ શુભ દિવસ અને એ સુસમયનું મૂલ્ય ઘણા લોકો બરાબર સમજી ન શકે એ બનવા જોગ છે.

તમે જે સંઘનું શરણ સ્વીકાર્યુ છે, તેને વળગી રહેશો તો તમારે માટે ચિંતા કે ભય ધરવાનું કંઈ જ કારણ નથી.

દેહની નશ્વરતા સંબંધે તથા જીવનની ક્ષણભંગુરતા બાબત હરહંમેશ વિચાર કરતા રહી, મૃત્યુનો ખ્યાલ ઘડીભર પણ ન વિસરવો. એમ કરવાથી ષડ્રિપુઓની ઉશ્કેરણી તથા ઈન્દ્રિયોની પજવણી નાબૂદ થઈને કામના-વાસનાઓનો લોપ થઈ જશે.

હાલ તો આત્મશક્તિમાં આસ્થા સ્થાપન કરીને, આત્મવિશ્વાસના બળે બળવાન બનીને, અદમ્ય ઉત્સાહ અને પ્રબળ પરાક્રમપૂર્વક કર્મ કર્યે જજો એટલે તમારા ભાગ્યને બદલતાં બહુ વાર નહિ લાગે- જો જો, ડગી જશો ના !





૨૧.

મનની ચંચળતાને મટાડી શાન્તિ મેળવવાની આશાએ સ્થાનાંતર કરવાને માટે બહાર નીકળવાની તમારી તીવ્ર ઈચ્છા છે. પરંતુ સ્થાનાંતર કરીને પરિભ્રમણ કરવાથી તમારી ચંચળતા ઓછી નહિ થાય. પણ ઓર વધશે એ યાદ રાખજો. મારી નિષેધવાણીને તમે ગણકારતા નથી તે છતાં પણ વારંવાર વગર માગ્યો ઉપદેશ હું જે તમને આપતો રહું છું તે એટલા જ માટે કે મનની આવી ચંચળ અવસ્થાની અંદર સ્થાનાંતર કરી પરિભ્રમણ કર્યા કરવાથી તમારું ધર્મજીવન સંપૂર્ણ નષ્ટ થઈ જવાની સંભાવના છે. આટલી ટકોર પછી પણ તમે જીદે ચઢીને સ્થાનાંતર કરવાની તમારી ઈચ્છા ચાલુ જ રાખશો તો તેમાં તમે ખૂબ ખત્તા ખાશો. તમારી એ ભૂલ આ જિંદગીમાં તો સુધરવાની પછી આશા જ નહિ રહે.

આ બધી વાતો પછી તમારા મનમાં એવો સવાલ ઊઠવાનો સંભવ છે ખરો કે “મને નિષેધ ફરમાવનાર આ વ્યક્તિ ભવિષ્યવેત્તા છે ખરી ? એ વ્યક્તિની અંતદૃષ્ટિ ખુલેલી છે ? એ વ્યક્તિ સિદ્ધ, સમાહિત, સ્થિતપ્રજ્ઞ છે ખરી ?”

પરંતુ યાદ રાખજો કે જે વ્યક્તિની નિષેધવાણીને અવગણીને તમે સ્થાનાંતર કરવાને તળે ઉપર થઈ રહ્યાં છો, તે વ્યક્તિના આદેશનું ઉલ્લંઘન કરવાનું સાહસ તો

કોઈ સિદ્ધ ને સ્થિતપ્રજ્ઞ મહાપુરુષ પણ કરે કે કેમ તેની શંકા છે. ભાગ્યવશાત્ કોઈ દહાડો સાચો ધર્મ-તત્ત્વની સાચી સમજ કોઈને સાંપડી હશે તો તે સમજી શકે કે તમને સ્થાનાંતરનો નિષેધ ફરમાવનાર વ્યક્તિ અંતઃચક્ષુસંપન્ન અગર ભૂત-ભવિષ્યની જાણકાર છે કે નહિ ? તમે હજી છેક છોકરવાદ છો; તેથીસ્તો તરેહ તરેહના મુદ્દાઓ ઉઠાવીને અને કલ્પનાઓ દોડાવીને મિથ્યા કલ્પનાવિહારનો ક્ષણિક આનંદ મેળવવાનું તમને રુચે છે. પરંતુ કર્મક્ષેત્રમાં કાર્યરત બનતાં તમારા સઘળા વિચાર કેવા મિથ્યા છે તેની તમને ખાતરી થશે.

જ્યાં સુધી કહેવાતી અંધશ્રદ્ધાળુ (blind follower)ની અવસ્થામાં હતા, ત્યાં સુધી તમે સુખી, શાંત અને બિલકુલ નિરાપદ હતા. જ્યારથી તમને લાગવા માંડ્યું કે હવે હું blind follower યાને અંધ અનુયાયી મટી ગયો છું. મને પણ મારું પોતીકું એવું સ્વતંત્ર વ્યક્તિત્વ અને અસ્તિત્વ છે, ત્યારથી - ને ત્યારથી જ તમારી અંદર જાત-જાતની દુર્બળતાએ દેખા દેવા માંડી છે. પાર્થિવ જગતની અંદર સાધારણ માનવીઓ આગળ સાધારણ માનવીનું અસ્તિત્વ અથવા વ્યક્તિત્વ હોઈ શકે ખરું? પરંતુ આધ્યામિક જગતમાં સિદ્ધ-સ્થિતપ્રજ્ઞ મહાપુરુષોની આગળ સાધારણ મનુષ્યનું તે વળી વ્યક્તિત્વ શું ?



તમે જે અવસ્થામાં અત્યારે આવી પહોંચ્યા છો, તે અવસ્થામાં તમારી જાતને જો સલામત રાખવી હોય તો તમારે તમારા અંગત ખ્યાલોને સાવ છોડી જ દેવા જોઈએ સંઘના વિવિધ કામકાજોની અંદર જ તમારી જાતને તમારે નિરંતર ડુબાવી રાખવી જોઈએ, અને વિશેષ ને વિશેષ જવાબદારી ઉઠાવી લઈને કાર્યો કરતાં રહેવાં જોઈએ. સંઘનેતાનાં આદેશ અને વાણીને સર્વનિયંતાનાં આદેશ અને વાણી સમજીને માથે ચઢાવવાં જોઈએ. સંઘ તેમજ સંઘનેતા ઉપર અગાધ શ્રદ્ધા ને ભક્તિભાવ સ્થાપવાં જોઈએ. આ પ્રમાણે થોડો વખત વર્તતા રહેશો, તો તમારી માનસિક અવસ્થા પલટાઈ જશે અને ચંચળતા નામે ચાલી જશે.

જે ઘડીએ તમારા અંતરમાં એવો ખ્યાલ સ્ફુરશે કે સંઘ યા સંઘનેતાની જોડે તમારે કંઈ જ લેવાદેવા નથી, અને સંઘના કોઈપણ કામકાજમાં તમારો સાથ કે તમારી સહાનુભૂતિ નથી, તે જ ઘડીએ તમારી અંદર પારાવાર દુર્બળતા આવીને તમને દુઃખી દુઃખી કરી મેલશે. સંઘના આદેશ-ઉપદેશાનુસાર કરાયેલા અનેક દિવસના લાગટ પરિભ્રમણમાં પણ આફત કે મુશ્કેલીની સંભાવના નથી. સંઘ અને સંઘનેતાના આદેશ અને ઉપદેશનું ઉલ્લંઘન કરીને કિંવા તેમનો આશ્રય છોડી દઈને કરાતું અલ્પ સમયનું સ્થાનાંતર પણ નિરાપદ નહિ નીવડે.

તમે કોક વાર તો એવા સંજોગોમાં, એવા સ્થાનમાં

અને એવા પ્રકારે સપડાઈ ગયા હતા કે જેમાંથી ઊઠી ને ઊભા થવાનું તમારે માટે બીલકુલ અસંભવિત હતું એ વખતે સંઘનેતા જ તમારા રક્ષક અને પરિત્રાતા બનેલા, અને એ પછી કોઈપણ અવસ્થામાંથી પસાર થતી વેળા તમારી જાતને તમે સલામત માની શકતા હતા. એવો સુયોગ અને એવી અનુકૂળતા ગમે તે માણસને મળવાનું સંભવિત નથી. ક્ષણિક ઉત્તેજનાને લીધે, કે વાર તહેવાર દુર્બળતાઓને કારણે તમોને લાધી ગયેલો સુયોગ અને અનુકૂળતા તમે ગુમાવી ન બેસો, એ સંભાળજો !

卐

૨૨.

હું તમારો નજીકમાં નજીકનો સંબંધી ને સ્વજન છું મારી સાથે કોઈ પણ જાતની છળબાજી કે છેતરપિંડી ક્યારેય કરો એ શું વ્યાજબી છે ? તમે ગમે તે અવસ્થામાં ગમે તે રીતે મારી સાથે વર્તતા રહેશો તો પણ મારા તરફથી બની શકતી તમામ સહાય તમને મળશે જ મળશે. પરંતુ એ સહાય, એ સહાનુભૂતિ અને અનુગ્રહ મેળવવા માટેના ઉચિત પ્રયત્નો તમારા તરફથી નહિ થાય તો તે કદાપિ તમને મળી શકશે નહિ. તમારી સઘળી જ બાબતો હું જો કે હરકોઈ વખતે જાણી, સાંભળી ને સમજી શકું છું, તથાપિ તમોને હું સહાય કરી શકું એવી અનુકૂલ અવસ્થા તમો પ્રાપ્ત કરો એવી અપેક્ષા તો હું રાખું જ. એવી



અનુકૂળ અવસ્થા પ્રાપ્ત થયા વગર કોઈથી કોઈને કોઈ સહાય કરી શકાય નહિ.

હજી પણ તમારી પોતાની ભૂલો અને ત્રુટિઓ જોવાનો પ્રયત્ન કરો, ભ્રમ-ભ્રાન્તિઓને દૂર કરી દઈ નિરંતર જાગ્રત અવસ્થામાં રહેવાનો પ્રયાસ કરો. એક વાર અંતરાભિમુખ બનો ને અંતરને તપાસો ત્યારે જ સમજી શકશો કે તમો ક્યાં અને કઈ અવસ્થામાં સરી પડ્યા છો ! દિન પર દિન અને માસ પર માસ વીતતા જાય છે છતાં પણ તમારી ઉન્નતિ થાય છે ક્યાં ? તમારે આધારે તો કેટકેટલા લોકોએ સાચું મનુષ્યત્વ પ્રાપ્ત કર્યું હોત, તેને બદલે તમે પોતે જ આજે ક્યાં ને કેવી અવસ્થામાં પડ્યા રહ્યા છો ! ક્રમિક ઉન્નતિ તો બીજાઓના જીવનમાં થાય છે, એ તો ખરું ને ? તો પછી તમારી બાબતમાં તેમ નથી જણાતું તેનું કંઈ કારણ ? આમ નિશ્ચિંત થઈને બેસી રહો એ કેમ ચાલે ? દિવસે ને રાત્રે મળીને કેટલા કલાક આત્મોન્નતિના વિચાર કરો છો ?

સ્વચ્છંદતાને પરહરી દેખાડેલે માર્ગે ચાલવાની કોશિષ કરો. એટલે ખૂબ જલદીથી તમારી અવસ્થામાં ફેરફાર થવા પામશે, તમારી પોતાની બુદ્ધિ પ્રમાણે મનસ્વી વર્તન રાખવાથી તો સર્વનાશ થઈ જશે. આદેશાનુસાર ચાલવાથી એક દિન અવશ્ય એવો સમય આવશે કે જ્યારે પોતાની બુદ્ધિ અનુસાર ચાલવાની શક્તિ તમારામાં આવી ગઈ હશે.

૨૩.

ક્રમે ક્રમે તમારામાં આધ્યાત્મિક જીવન માટેની તાલાવેલી પ્રગટતી જાય છે, એ સમાચારથી પરમ સંતોષ થયો છે. નિર્ણિત અને નિર્દેશ કરેલા માર્ગે ચાલ્યા કરશો, તો આના કરતાં પણ એવી વિશેષ ઉન્નત અવસ્થા તમે પ્રાપ્ત કરશો કે જે જોઈને તમે પોતે પણ ચકિત થઈ જશો. સર્વનિયંતા પર આધાર રાખીને, આત્મશક્તિમાં આસ્થા રાખીને, અને આત્મવિશ્વાસના બળ વડે બળવાન બનીને, એક સાચા વીરનરની માફક આ સંસારમાંનાં તમારાં નિયત કર્તવ્યકર્મો ધીરજપૂર્વક જો તમે કરી શકશો તો થોડા જ સમયમાં તમારાં સઘળાં માયા-મોહ, ભ્રમ-ભ્રાન્તિ તથા પાપ-તાપ નષ્ટપ્રાય થઈ જશે; એટલું જ નહિ પણ ક્રમે ક્રમે તમારા ચિત્તની પ્રસન્નતા સિદ્ધ થઈને તથા હૃદયની પ્રફુલ્લતા આવીને આ મહાસંગ્રામક્ષેત્રમાં તમોને યથેષ્ટ સહાય કરશે.

આ મહાસંગ્રામક્ષેત્રમાં વિજયી નીવડવા માટે તમારી પાસે હોવી જોઈએ આટલી સામગ્રી :- (૧) વિવેકવૈરાગ્ય રૂપી મહાન શસ્ત્ર (૨) ત્યાગ, સંયમ, સત્ય ને બ્રહ્મચર્યના મહામંત્રરૂપી ધરખમ સહાય, (૩) સંકલ્પમાં દૃઢ રહીને કર્તવ્યપાલનમાં અડગ રહેવાની મૂળનીતિ. રિપુદમન અને ઈન્દ્રિયસંયમ એજ તમારા જીવનનું મહાવ્રત બનવું જોઈએ. પરમ સત્યની પ્રાપ્તિ માટે



જીવને તિલાંજલી દઈ દેવી પડે તો પણ તેમાં પાછા નહિ પડવાનો નિરધાર હોવો જોઈએ; ખાસ અકળાશો નહિ. ગભરાશો નહિ; ધીરજપૂર્વક રોજિંદાં કર્તવ્યકર્મો આચરતા રહેજો.

卐

૨૪.

તમે આજે મહાશક્તિનો આશ્રય લીધો છે અને સંઘનું શરણ સ્વીકાર્યું છે, તેથી કરી તમારું ધર્મજીવન ગમે ત્યાં ને ગમે તે પ્રકારે નષ્ટ થવાની સંભાવના કદાપિ નથી. આત્મશક્તિ વિષે આસ્થા સ્થાપન કરીને, આત્મબળ વડે બળવાન બનીને, સંઘનેતાના સઘળા આદેશો અને ઉપદેશોને યાદ રાખીને ચાલવાનો મહાવરો પાડો. આ જગતમાં એવાં કોઈ જ પાપ-તાપ, માયા-મોહ કે ભ્રમ-ભ્રાન્તિ નથી, કે જે તમારા જેવી આશ્રિત વ્યક્તિના ધર્મજીવનનો નાશ કરી શકે - જો તમે હરેક બાબતમાં સંઘનેતાના આદેશ અને ઉપદેશવાણી અનુસાર વર્તન રાખ્યા કરશોતો.

આ વિશ્વસંસારમાં કોઈ પણ વ્યક્તિ જો પોતાના જીવનમાં મહાશક્તિની પ્રાપ્તિ કરીને પોતાની જાતને અનંત અસીમ સત્તાની સાથે ઓતપ્રોત કરી દેવાને સમર્થ થઈ શકી હોય, તો તમારી બાબતમાં તેમ થવાનું જરૂર સંભવિત છે, તેમાં જરા પણ સંદેહ નથી. ધીર ને સ્થિર

બનીને જેની ઉપર જે જે જવાબદારી મૂકવામાં આવી છે તે સાચા વીરની માફક, કુશળતાપૂર્વક સૌ અદા કરતા રહેજો.

પાપ-તાપ, માયા-મોહ, ભ્રમ-ભ્રાન્તિ એ તમારા જેવા નિષ્પાપ, નિષ્કલંક અને ભગવાનના ખાસ કૃપાપાત્ર બાળકો માટે હોય જ નહિ. છતાંય કદાચ જિંદગીમાં કોઈ વાર કોઈ અયોગ્ય ભાવ આવી જાય તો તેને વિચારપૂર્વક હાંકી કાઢજો !

બહુ જલદીથી તૈયાર થઈ જાઓ ! જીવનની અંદર જે જે કંઈ અગણમતા ભાવો અવારનવાર આવીને મૂંઝવી નાખે છે, તેવા ભાવો કોઈ પણ રીતે તમારા પર હુમલો ન કરી શકે તેવા પ્રકારની કેળવણી જેમ બને તેમ જલદી પ્રાપ્ત કરી લો. તમારે એવા તો તૈયાર થઈ જવું જોઈએ કે તમારી પ્રત્યે જે જે આદેશ અને ઉપદેશ ફરમાવવામાં આવે તેનું શબ્દશઃ પરિપાલન કરી દેખાડવામાં જરા જેટલી પણ પાછી પાની ન થાય અને બે ઉપદેશોનું પાલન બરાબર થતું રહે અને પાંચ ઉપદેશનું નહિ, એવું નહિ ચાલે.

જીવનમાં કોઈ જાતની દુર્બળતા આવી ચઢે તો તેથી બીને વિહ્વળ ન બની જતાં તેને દૂર કરી દેવા માટે જાનોજિગરથી કોશિશ કરવી ઘટે. ભગવાનની મરજીથી આજે તમે આ કર્મક્ષેત્રમાં દાખલ થયા છો. તમારુ જીવન દેવાવાળા સર્વનિયંતા ભગવાન જગતનું મહાકલ્યાણ



કરાવશે. તેથી સર્વનિયંતા સ્વયં તમારા જીવનને હેમખેમ રાખશે. ભારતવર્ષના એકએક પ્રાંતના હજારો ને લાખો માનવી જે સંઘનું શરણ સ્વીકારીને પોતાનાં જીવન-જનમ સાર્થક કરવાના છે, તે સંઘના સેવકો અને કર્મચારીઓ પર હલ્લો કરવાની પાપ-તાપ ને દુર્બળતાની ગુંજાશ જ શી?

તમારે બધાએ હવે ઝપાટાબંધ તૈયાર થઈ જવું જોઈએ. હજી તમે નાના છો એમ માનીને આત્મશક્તિ વિષેનો તમારો વિશ્વાસ ગુમાવી દો અને સાધારણ માનવીઓ સાથે હળતામળતા રહો એ ન ચાલે, એવા ક્ષુદ્રતાના ભાવોને સાચવી રાખવાથી દુર્બળતાને ઘુસવાની તક મળે છે. અત્યારથી જ સ્વસ્થ, આત્મસ્થ અને સ્થિરબુદ્ધિ બનીને સંઘનેતાના આદેશ અને ઉપદેશવાણી પ્રમાણેનું વર્તન રાખવાની ટેવ પાડો ! એટલે સમયમાં જ તમારાં સંઘમાં પાપ-તાપ ને દુર્બળતા દૂર થઈ જશે.

卐

૨૫.

તમે જેને શરણે આવ્યા છો અને જેનું શરણ સ્વીકાર્યું છે તેના ઉપરની તમારી શ્રદ્ધા લગભગ ઊઠી ગઈ હોય એમ લાગે છે. તેમ આટલો બધો વખત તેમના સિદ્ધાંત વિરુદ્ધનાં અને તેમને નહિ ગમતાં કાર્યો આચરતા રહ્યા છો, તેથી તમારા પરથી તેમની શુભ દૃષ્ટિ

ઊઠી જવા પામી છે. એટલું જ નહિ પણ તમારા કાર્યસમૂહે સંઘનેતાને તમારી બાબતમાં ખૂબ ઉદાસીન બનાવી દીધા છે. આ સ્થિતિનું જેમ બને તેમ જલદી પરિવર્તન થઈ જવાની ખાસ જરૂર છે. તમારી માનસિક ચંચળતા એટલી બધી વધી ગઈ છે કે તમે સંઘનેતાના શુભાશીર્વાદ ઝીલવાની પણ તક મેળવતા નથી.

તમે જેનો આશ્રય લીધો છે, તેના જીવનના આગલા પાછલા પ્રસંગોનો વિચાર કરતા રહીને જ તમારે હંમેશાં વર્તતા રહેવું જોઈએ. તમારા આશ્રયદાતાના આચારવ્યવહાર, આહાર વિહાર ને સાધુભાવ તરફ નજર રાખીને જ ચાલવાની કોશિશ તમારે હંમેશાં કરવી જોઈએ ! તમારા જાહેર વ્યવહારથી સંઘના ઉપર કોઈ પણ પ્રકારનું કલંક ન બેસવા પામે તેની સંભાળ રાખવી ઘટે. અહંકાર અને અભિમાનનો સર્વાંશે ત્યાગ કરી દઈને, સંઘના ભ્રાતૃમંડળ સાથે અંતઃકરણપૂર્વક હળીમળીને જ હંમેશાં ચલાય એવી ટેવ પાડવી જોઈએ.

જે કેટલાકનો જીવનભાર મેં કાયમને માટે ગ્રહણ કર્યો છે, તેઓ મારી સમીપમાં હોય કે દૂર રહેતા હોય, પણ તેમની સમસ્ત અવસ્થા પર મારે હરહંમેશ નજર રાખવી પડે છે. એ બાબતમાં કોઈની કોઈપણ પ્રકારની ચાલાકી, ચતુરાઈ કે છેતરપિંડી ચાલી શકતી નથી. તેમનાં ભૂત-ભવિષ્ય ને વર્તમાન જીવનનો મેળ મારે



પાડવો પડે છે તેથી તેમના જીવનની કંઈપણ વાત મારાથી અજાણ રહી શકતી નથી. તમે આજ એવી અવસ્થામાં આવી ચઢ્યા છો કે આજ મારે તમને આવી અતિ સાધારણ બાબતો પણ વિસ્તારપૂર્વક કહેવી પડે છે.

જેનું શરણ તમે સ્વીકાર્યું છે ને જેને શરણે તમે આવ્યા છો, તેને સંકલ્પપૂર્વક ઠેઠ લગી પકડી રાખી શકશો તો તો તમારું ધર્મજીવન કેમે કરીને ય નષ્ટ થવાનું નથી. જેની કૃપા અને કરુણાને લીધે અનેકાનેક અવસ્થાઓ વટાવીને તમે આ માનવ જીવનની ચિરવાંછિત અવસ્થાને પ્રાપ્ત થયા છો, તે મહાનુભાવના આદેશ અને ઉપદેશાનુસાર જો તમે ચાલી શકશો તો તો કોઈ પણ પ્રકારનાં પાપ-તાપ કે ભ્રમ-ભ્રાન્તિ તમારા ધર્મજીવનને નષ્ટ કરવા અસમર્થ નીવડશે. ધૈર્ય રાખીને ચીંધેલ માર્ગે ચાલ્યા જશો તો અલ્પ સમયમાં જ તમારી અવસ્થામાં પરિવર્તન થયેલું તમે જોશો.

卐

૨૬.

તમારા વિપુલ, વિક્રમ અને પ્રબળ પરાક્રમ ઉપર, તમારા અનંત ઉદ્યમ અને ઉત્સાહ ઉપર સંઘની એક ખાસ દિશા આધાર રાખે છે. મનુષ્યની શક્તિ અનંત છે, અને તેનાં ઉદ્યમ અને ખંત અસીમ છે. છતાં કેટલીક વાર તે કેટલીક બાબતોને પોતાના જીવનમાં નહિ અનુભવી

શક્તો હોવાથી નિર્જીવની માફક પડ્યો રહે છે.

સંન્યાસીજીવનના નૂતન આદર્શ દેશની આગળ રજૂ કરવા હોય તો તો તમારા જેવા કેટલાયે સંન્યાસીઓએ પ્રાણીમાત્રના મહાકલ્યાણ અને મહામુક્તિના મંડાણ કરવાને નિજ શારીરિક સુખસગવડોને તુચ્છ ગણીને, પોતીકા પવિત્ર લોહીનું ટીંપેટીંપુ દેશની એ મહામલિનતાને ધોઈ કાઢવાને ખર્ચવું જોઈશે. ઘોર તમસમાં ઘેરાયેલા સંન્યાસીસમાજના માથા પરના કલંકના નિવારણ માટે તેમનામાં કર્મશક્તિનો સંચાર કરી દેવો રહે છે.

લોકો જેમ જેમ તમારા સંસર્ગમાં વધુ આવતા જશે, તેમ તેમ તમારામાં ઘર કરી રહેલા તેજોવીર્ય અને વિક્રમ પરાક્રમને જોઈને આશ્ચર્યચકિત બની જશે અને તમારી કાર્યશક્તિ જોઈને છક થઈ જશે.

વૈદ્ય કહે છે કે “જેની શારીરિક અવસ્થા ખરાબ છે.” તમે તો કર્મવીર છો એટલે આવે વખતે સાધારણ બાબતોનો વિચાર કરવામાં સમય ગુજારો એ ઉચિત ન જ ગણાય. જન્મેલી વ્યક્તિને મરવાનું તો એક દિન છે જ. જેનો કાળ પૂરો થશે તે ચાલી નીકળશે.





૨૭.

આજ તમો મહાસંગ્રામના મેદાનમાં આવી ઊભા છો. પરંતુ સર્વનિયંતાએ તમોને તમામ પ્રકારનાં આઘાતપ્રત્યાઘાત અને દુઃખ યાતના સહેવા જોગ વિપુલ વિક્રમ અને પ્રબળ પરાક્રમ પણ આપેલાં છે જ. બનવાજોગ છે કે કેટલીક વાર એવી પણ અવસ્થા આવી પડે છે કે જ્યારે નાના પ્રકારના સંસ્કારો દ્વારા તમારી બુદ્ધિ બહેર મારી જઈને તમે સાવ નિરુત્સાહી અને નિરુદ્યમી બની જાઓ. એવે વખતે આકુળવ્યાકુળ બની ગયે નહિ ચાલે. માયા-મોહ, વિભ્રમ વિભ્રાન્તિને કારણે કેટલીક વાર તમારી આત્મશક્તિનું ખરું માપ તમે ન પણ કાઢી શકો. સાધકના જીવનમાં આવી અવસ્થા ઘણીવાર આવી જાય છે. પણ તેવે પ્રસંગે આત્મશક્તિને આત્મમર્યાદાના બળ વડે બળવાન બનીને, આત્મશક્તિ ઉપર વિશ્વાસ રાખીને, સ્વાવલંબન પર મુસ્તાક રહીને, અનંત ઉદ્યમ અને ઉત્સાહપૂર્વક ધીરજ, દૃઢતા અને સહિષ્ણુતાના ગુણો અપનાવી લઈને આ મહાસંગ્રામના મોરચે ખડા રહીને તમારે પાપ-તાપ, જરા-વ્યાધિથી પીડાતાં માનવીઓને મહામુક્તિના માર્ગ પર ચઢાવી દેવાં જોઈએ. ધર્મનો પ્રભાવ સમગ્ર દેશમાં એવો તો વિસ્તારવો જોઈએ કે જેના વડે પ્રભાવશાળી બનીને અને તેની શક્તિથી શક્તિશાળી બનીને આ દેશ ફરી પાછો ટટાર બની જાય.

વ્યાધિરૂપી મહાશત્રુના હુમલાથી તમે બહુ હેરાન-પરેશાન થઈ ગયા છો. પણ એ દ્વારા અનેક રહસ્યો સમજાઈ રહેશે અને અનેક તત્ત્વોનો પરિસ્ફોટ થશે. ઘણા ઘણા યોગયાગ, સાધનભજન અને જપતપથી પણ તેમ થવું મુશ્કેલ છે. પરંતુ તે માટે તમારે ધૈર્ય, સ્વસ્થ અને સહિષ્ણુતાની જવલંત ને જીવંત મૂર્તિ રૂપ બની જવું જોઈશે. તમારી પ્રસન્ન અને પ્રશાંત મુખમુદ્રાની કાંતિ અને તમારા અંતરનો જ્ઞાનદીવડો આપણા સંઘને પ્રકાશમાન કરશે ને સમગ્ર દેશને ત્યાગરૂપ મહામંત્ર સ્વીકારી લેવાને પ્રોત્સાહન આપશે.

હંમેશાં યાદ રાખજો કે આ દેહ મળ્યો છે તે કામિની-કાંચનના ઉપભોગ સારુ નથી મળ્યો. આ દેહ તો નિત્ય-શુદ્ધ-બુદ્ધ-મુક્ત સ્વભાવ ધરાવતા એક મહાપુરુષનું લીલાક્ષેત્ર છે. તેથી સર્વદા એવો વિચાર રાખ્યા કરજો કે મારે માટે નથી કોઈ પણ રિપુની પજવણી કે ઈન્દ્રિયો તરફની હેરાનગતિ, કે નથી માયા-મોહ-પાપ-તાપ કે ભ્રમ-ભ્રાન્તિનું પ્રલોભન. હું તો પવિત્રતા અને ત્યાગની જવલંતને જીવંત પ્રતિમૂર્તિ છું.

ધીરજ રાખીને કર્તવ્ય કર્મ પાર પાડ્યે જાઓ. એક દિવસ એવો આવશે કે જ્યારે આત્મશક્તિ જોઈને તમે પંડે પણ હેરત પામશો.





૨૮.

અનુભૂતિ, અનુષ્ઠાન અને આચરણ એ જ ધર્મના પ્રાણ છે. શાસ્ત્રો ભણવાથી કે શાસ્ત્રોની વાતો સાંભળવાથી કદાપિ કોઈને ધર્મોન્નતિની પ્રાપ્તિ થઈ શકતી નથી. જે મન ઈન્દ્રિયોના સપાટા ને ઝપાટાથી, કે કામક્રોધાદિ શત્રુઓની ઉશ્કેરણીઓથી પીડાતું હોય, કામનાવાસનાની જ્વાળાઓથી જર્જરિત બન્યું હોય, તેવું મન અને તેવી જ બુદ્ધિ લઈને જો કોઈ ધર્મતત્ત્વને ખોળવા બહાર પડે તો તેને ચક્રમ નહિ તો શું કહેવો ? મન તો અનેક વખતે અનેક રીતે વિહ્વળ બનશે, પણ તેથી ડગી ગયે કેમ ચાલશે ? હજી કેટલોક વખત કર્મની અનંત પ્રેરણા અને તમન્ના ધારણ કરીને, અનંત ઉદ્યમ અને ઉત્સાહથી હાથ ધરેલું કાર્ય આગળ ધપાવ્યે રાખો ! એટલે થોડા જ વખતમાં તમારા દિલમાં એવો તો તીવ્ર વિવેક-વૈરાગ્ય આવીને ખડો થઈ જશે કે જેના પ્રભાવે કરીને તમારાં અનેક જન્મજન્માંતરોનાં અશુભ સ્મૃતિ ને સંસ્કાર નષ્ટપ્રાય બનીને તમારા અંતરમાં આત્મસ્મૃતિનું પ્રાગટ્ય થશે.

આ વાત નિર્વિવાદ સાચી માનજો કે તમારી અંદર હજી સુધી સૂઈ રહેલી શક્તિને જાગ્રત કરવાના, વિકસાવવાના અને પ્રગટિત કરવાના કામમાં આ સંઘની સહાય અને સહાનુભૂતિ અનેક વખતે આવીને તમારી દૃઢતાને હચમચાવી નાખવાના પ્રયત્નો આદરશે, પણ

એવે વખતે તમે સવિશેષ સાવધાની અને ધીરજનો આશ્રય લેશો તો જ તમારું કલ્યાણ થઈ શકશે.

ખૂબ જ નિશ્ચિંત મને શંકારહિત બનીને અને સંઘના ઉપર આધાર રાખીને તેના આદેશ, ઉપદેશ અને નિર્દેશ પ્રમાણે જ જો તમે વર્ત્યા કરશો, તો અલ્પ સમયમાં જ તમારી અંદરના સમસ્ત ભાવો વિકસિત અને પ્રકાશિત થતા જણાશે. એવો એક દિવસ તમારા સંઘને માટે જરૂર ઊગવાનો છે કે જ્યારે લાખો લોકો આ સંઘના સંપર્કમાં આવીને પોતાના જીવન તેમજ જનમના ઉદ્દેશો પાર પાડી કૃતકૃત્ય બની જશે.

રોગની પીડા ઘણી વાર મનને વિહ્વળ બનાવી મૂકે છે. એવે સમયે ખાસ વિચારી વિચારીને ડગ ભરવાં. મનુષ્યની અંદર અનેકવાર અનેક પ્રકારની દુર્બળતા આવી વસે છે. એવી દુર્બળતાઓ દેખા દે એ માનવીઓને માટે કંઈ અસ્વાભાવિક ન ગણાય.

સર્વનિયંતાએ પોતે તમારા સંઘના સંચાલનનો ભાર સ્વહસ્તે પોતાને શિર ઉપાડી લીધો છે. એ ઠેકાણે કોઈ જાતની ચાલાકી કે ચાતુરી વાપરી સંઘને બદનામ કરવાની કોઈપણ કોશિષ વ્યર્થ જવા જ સર્જાઈ છે.

આ સંઘ એ કોઈ સાધારણ આશ્રમ, મઠ, કોંગ્રેસ-કચેરી કિંવા રાહતકેન્દ્ર નથી, આ ઠેકાણે તો ઠીક ઠીક પ્રમાણમાં વિવેક-વૈરાગ્યના ગુણવાળો મોક્ષાર્થી જ ટકી શકે, અન્યનું ગજું નહિ.





૨૯.

જે ઠેકાણે રિપુઓ અને ઈન્દ્રિયો ઉપર કોઈ પણ પ્રકારનો કાબૂ ન હોય કે સંયમશક્તિનો પ્રભાવ ન હોય. તેવે ઠેકાણે ધર્મના પ્રભાવને નામે મસ મોટું મીંડું જ સમજવું.

ત્યાગી સંન્યાસીઓ બધું જ સહન કરી શકે, પરંતુ સત્યને નામે અસત્યને આશ્રય આપવાનું, ધર્મને નામે પાપને ષોષવાનું તો કોઈ પણ રીતે સહન ન કરી શકે. તમારી પાસે હું એવી આશા રાખું છું કે તમે ખૂબ ખૂબ વહેલા આ રીતે તૈયાર થઈ જવાની કોશિષ કરશો જ. મનુષ્યના જીવનમાં જેટલા પ્રમાણમાં ઉન્નતિ પ્રાપ્ત કરવાનું સંભવિત છે તેટલા પ્રમાણની ઉન્નતિ તમારા જીવનમાં જરૂર સંભવિત છે. નિર્ભય બનીને, નિશ્ચિંત મનથી, વીરની માફક કાર્ય કરતા રહો. એટલે થોડા જ સમયમાં તમારી અવસ્થામાં પરિવર્તન અનુભવશો.



૩૦.

...ઉત્સવ પછીથી અત્યાર સુધીમાં કેવા કેવા ભાવોમાંથી તમને પસાર કરવામાં આવ્યા છે તેનો કંઈ વિચાર કરી જોયો ? જે અવસ્થામાં તમે જઈ પડ્યા હતા, તેવી અવસ્થામાં પડેલો માનવી જેટલાં શક્તિસામર્થ્ય પ્રાપ્ત કરી શકે, તેટલાં તમને પ્રાપ્ત થયાં છે ખરાં ? તમોને જે

સઘળા આદેશ, ઉપદેશ અને ભાવો આપવામાં આવ્યા છે તે સવિશેષ આગ્રહ અને શ્રદ્ધાભક્તિપૂર્વક તમે નથી ઝીલી લીધા એ જ તમારી અત્યારની આવી માનસિક દુરવસ્થાનું કારણ છે. અત્યાર સુધીમાં કેટલીયે વાર તમોને કેટલાય ઉપદેશ આપવામાં આવ્યા છે, તેમાંના મોટા ભાગના તમે ભૂલી ગયા હો એમ લાગે છે. એવી ચિન્તા, એવી ભાવના અને એવાં ધ્યાનધારણા નિરંતર ચાલુ રાખો કે જેથી સંઘનેતાની શુભ દૃષ્ટિના પ્રભાવની મર્યાદામાં જ તમે સતત રહી શકો. સંઘનેતાની શુભ દૃષ્ટિના પ્રભાવમાં રહી શકાશે તો પછી કોઈ પણ જાતનાં પાપ-તાપ, ભ્રમ-ભ્રાન્તિ તમારા કેશાગ્રને પણ અડકી શકશે નહિ. તાત્પર્ય એ જ કે રોજબરોજ સંઘનાં નિર્દિષ્ટ અને અભિષ્ટ કાર્યો કરતા રહી, તીવ્ર વિવેકબુદ્ધિ ધારણ કરીને, સંઘનેતાએ ઉપદેશેલા ભાવ અને સાધનામાં જ જીવન ગુજારતા રહેજો !



૩૧.

પૂર્ણિમાની રાત્રે હું બાજિતપુરમાં હોઈશ. તેથી તમારે હવે અહીં આવવાનું પ્રયોજન નથી. પૂર્ણિમાની રાત્રે તમે પૂજા તેમજ શિવનામ સંકીર્તન કરજો- જે નામ ગઈ પોષ-પૂર્ણિમાને દિવસે પ્રાપ્ત થયું છે તે નામનું સંકીર્તન કરજો !



આગામી માઘી પૂર્ણિમાને દહાડે, તપઃશક્તિ તપસ્તેજના પૂર્ણ વિકાસની વેળાએ સંઘનેતાના તપપ્રભાવ તથા તેમની શુભદૃષ્ટિ બરાબર ઝીલી શકાય તેવી મનની વ્યાકુળતા ને તાલાવેલી સાથે હાજર રહેવાની બની શકે તેટલી કોશિષ કરજો !



૩૨.

જે લોકો સંઘના સાચા અનુયાયી અને ભક્તજનો છે, તેમના દ્વારા તો સંઘના અનિચ્છનિય લાગતા ભાવોનો પ્રચાર કદાપિ થાય જ નહિ.

વૈદિક યુગનો આદર્શ અને બૌદ્ધ યુગનો વિશિષ્ટ ભાવ ગ્રહણ કરીને સંઘના સંતાનોએ સમગ્ર દેશની સમક્ષ ઊભા રહીને દેશવાસીઓને સંઘના ભાવોથી ચેતનવંતા અને પ્રાણવાન બનાવવા જોઈએ.

વિશાળ કર્મક્ષેત્રમાં ઊભા રહીને કામ કરવા જોગ શક્તિસામર્થ્ય સંગ્રહ કરવા સારું સર્વ કોઈએ એકનિષ્ઠ બનવું જોઈશે. સમય ને સુયોગ કોઈપણ રીતે બરબાદ કરવો એ કોઈને પણ માટે ઉચિત નથી. અનાદિ, અનંત ને અમૃત પુરુષનાં સંતાન જેઓ છે, તેઓ તો કદાપિ કોઈ પણ બાબતમાં માનસિક ચંચળતા દાખવે જ નહિ. એમ કરવું એ એમને માટે તો વાજબી ગણાય જ નહિ. સ્થિર, ગંભીર સુમેરુ પર્વતની માફક પ્રસન્ન ચિત્તે હંમેશાં રહ્યા કરો !!

ધૈર્ય, સ્થૈર્ય અને સહિષ્ણુતા એ જ સંન્યાસીના સાધના-પંથનું મહાન ભાથું છે. ઉત્કૃષ્ટ ઉત્સાહ સાથે ચિરવાંચ્છિત વસ્તુને પ્રાપ્ત કરવાના પ્રયત્નો આદરતા રહેવું એમાં જ સાધકનું મહત્ત્વ છે. વીર સાધક તો એ જ કહેવાય કે જે કોઈ પણ દહાડો કોઈ પણ પ્રકારની નિષ્ફળતાથી વિહ્વળ બન્યા વગર, આત્મશક્તિને વિષે આસ્થાનું સ્થાપન કરીને તથા આત્મવિશ્વાસના બળે બળવાન બનીને પોતીકા કર્તવ્યપંથમાં સિંહના જેવી બહાદુરીથી વિચરતો રહે.



૩૩.

સંઘની તપઃશક્તિથી આકર્ષાઈને કેટલાંય સ્થળોએથી કેટલાય લોકો આવશે. વિષય-મોહમાં ડૂબેલાં તેમનાં સગાંવાહાલાંઓ અને બંધુબાંધવો તે પોતાનાં સ્વાર્થનાં વિરોધી હોવાથી મગજ પરનો કાબૂ ગુમાવી દઈને ન બોલવાનું પણ કેટલીક વાર બોલી નાખશે. પણ એવે પ્રસંગે જેઓ સાચા વિવેકી અને વૈરાગ્યવાન હશે તેઓ તો એના તરફ સહજ પણ દૃષ્ટિપાત કર્યા વગર પોતાના કર્તવ્યમાર્ગમાં અડગ રહીને ધૈર્યપૂર્વક આગળ ને આગળ ધપ્યા કરશે. સર્વનિયંતા ભગવાન સંઘની મારફત દેશનું મહાકલ્યાણ કરાવવાનો છે. એ વિરાટ કાર્યમાં હજારોની સંખ્યામાં સર્વત્યાગી સંન્યાસીઓની



જરૂર પડશે. સંઘના સમસ્ત ભાવોને ઝીલવા યોગ્ય વખત હજી દેશના લોકો માટે આવ્યો નથી. દેશની અવસ્થાના પરિવર્તનની સાથે સાથે જ દેશના લોકોમાં સંઘના ભાવોને ઝીલી લેવાની તાકાત આવી જશે. દહાડો ઊગે છે તેની સાથે સંઘની વધારે ને વધારે મોટી જવાબદારીઓ તમારે શિર લદાતી જાય છે.



૩૪.

તમારી પોતાની મરજીથી તમે એ ઠેકાણે ગયા નહિ. એટલે તમારે બીવાનું કે ચિંતા કરવાનું કંઈ કારણ જ નહિ રહે. તમારે તો સમગ્ર ભારત દેશની સમક્ષ વીર વેશે ઊભા રહીને લાખો લોકોને આચાર્યભાવે સંઘવાણી સંભળાવવી પડશે. એટલે એ રીતની તૈયારી તમારે કરવી રહે છે. લાખો ભારતવાસીઓને મડદાં મટાડી જીવતાં ને શક્તિશાળી બનાવવાં પડશે. વખત જતાં બધો અંધકાર દૂર થશે. સમસ્ત ભ્રમ-ભ્રાન્તિ ટળી જશે, અને ચિત્ત પ્રસન્ન અને પ્રશાંત બની જશે.

અનેક વાર મનુષ્ય અનેક પ્રકારના ભાવોમાં પડીને ગળા સુધી ભેરવાઈ પડે છે. પરંતુ વિચક્ષણ વ્યક્તિ તેવે પ્રસંગે હાવરી બાબરી બની જતી નથી. બે પાંચ વર્ષની અંદર તો આખા ય રાષ્ટ્રની આબોહવા પલટાવી નાખવાની છે. રાષ્ટ્ર બાળક અને રાષ્ટ્રના યુવકના

મુખભાવ જોતાં બરાબર આશાનો સંચાર થાય એમ કરવું જોઈશે.

卐

૩૫.

તમારી અંદર જે શક્તિ રહેલી છે તેના પ્રકાશ તેમજ વિકાસ માટે જરૂરી તકો તમે હજી પણ મન મૂકીને આપતા નથી. તમોને જે જે આદેશો અને ઉપદેશો આપવામાં આવ્યા છે તેનું પાલન ધીરજપૂર્વક કરતા રહેશો, તો થોડા જ વખતમાં તમારા જીવનમાં વધારે પલટો આવેલો જણાશે. સંઘનેતાને અનિષ્ટ અણગમતા કર્મોનો વિચાર અંતરમાં આવવા પામશે તો તમારું ધર્મજીવન સાવ બરબાદ થઈ જશે. માટે તમે જે વખતે જે ચીંધેલા કાર્યમાં પરોવાયેલા હો તે વખતે તે જ કાર્ય ધીરજપૂર્વક કરતા રહેજો.

ધીરજ, દૃઢતા અને સહિષ્ણુતા એ જ મહાશક્તિ છે આ મહામંત્ર સતત યાદ રાખીને જ ચાલજો !

卐

૩૬.

હવે, પૂર્વાશ્રમની કોઈ જ યાદ તમારા દિલમાં જાગ્રત થવી ન જોઈએ. તમે હવે કોના સંસર્ગમાં, ક્યાં અને કઈ અવસ્થામાં રહ્યા છો તેની સમજણ હજી પણ તમને નથી પડી ?



સંઘનાં ઠરેલાં કામકાજમાં તમારી જાતને ડુબાવી રાખશો તો જ તમારી ઉન્નતિ શક્ય બનશે. જે જે કાર્ય પર જે જે સ્થાનમાં તમે મૂકાયા હો તે તે કાર્યો ધીરજપૂર્વક કર્યે જાઓ. તેમાં જ તમારું મહાકલ્યાણ છે. શારીરિક ગ્લાનિ અને માનસિક ક્લેશથી ડગમગી જશો ના.

卐

૩૭.

તમને જે કષ્ટ પડે છે, તે કષ્ટ એ વાસ્તવિક રીતે કષ્ટ જ નથી. એ તો તમારી મહાન કસોટીરૂપ છે. એ કસોટીમાં જો તમે પાસ થવા પામશો તો, તો તમારું ભાગ્ય એકદમ પલટાઈ જશે. આ વ્યાધિ એ વ્યાધિ નથી. મનુષ્યમાત્રને વ્યાધિ તો આવે જ. ચંચળ થઈ ગયે નહિ ચાલે. આજે તમે મહાપરીક્ષાના ક્ષેત્રમાં આવી પડ્યા છો. તમારું ભાગ્ય સાચે જ અલ્પાવધિમાં પલટાઈ જશે.

આ દેહ ચિરકાળ રહેવાનો નથી. કોઈનો પણ ક્યાં રહ્યો છે ? આ દેહ એક દિવસ તો પડવાનો જ છે. તો પછી દેહની ચિંતા રાખે તો એ જ શખ્સ કે જે વિષયલાલસામાં બંધાયેલો હોય. તમારે કોઈ વાતે બીવાનું નથી. તમને યોગ્ય વ્યક્તિનો આશ્રય મળી ગયેલો છે એટલે આ મહાપરીક્ષમાંથી જો તમે પસાર થઈ શકશો, તો તો, પછી તમારે કોઈ વાતનો ડર જ નહિ રહે.

卐

૩૮.

અનેક વાર તમારી અંદર અનેક પ્રકારનો માનસિક કલેશ-કંટાળો આવશે. તેનાથી ગભરાઇ ગયે નહિ ચાલે. તમે બહુ જલદી જલદી મહાશક્તિ અને સાધનાને અપનાવી લેવા તૈયાર થઈ જાઓ. હવે વધુ વખત ગુમાવવાનું નહિ પરવડે. અનેક જન્મ જન્માંતરોની તપસ્યાના ફળ સ્વરૂપે તમને આ અવસ્થા પ્રાપ્ત થઈ છે. માટે ત્યાગી સંન્યાસીના સ્વીકારેલા મહાભાવમાંથી કદાપિ ચલાયમાન ન થશો. જે જે ઉપદેશો તમને આજ લગીમાં આપવામાં આવ્યા છે તે સઘળાનું નિયમિત રીતે પાલન કરતા રહેજો. આગામી માઘી પૂર્ણિમા માટે તૈયાર થઈ જાઓ ! તે દિવસથી તમારું ભાગ્ય પલટાઈ જશે.



૩૯.

આત્મચિંતન, મૃત્યુચિંતન, તથા બ્રહ્મચર્યના દૈનિક નિયમોનો રોજ પાઠ કરતા રહી તેનું બરાબર પાલન કરવાની કોશિષ કરતા રહેજો. તમે જેને શરણે આવ્યા છો અને જેનું શરણ સ્વીકાર્યું છે, તેના ઉપર દૃઢ વિશ્વાસ, અચળ શ્રદ્ધા, ભક્તિ અને યથેષ્ટ આત્મસમર્પણના ભાવ સિદ્ધ કર્યા વગર મહામુક્તિનો માર્ગ સુગમ બનશે નહિ, તમારા અંતરની વેદના કેમે કરીને શમશે નહિ, તમારા મનની દુર્બળતા અને હૃદયની શુષ્કતાનું નિવારણ પણ



બીજા કશાથી થઈ શકશે નહિ.

ભક્તિ, વિશ્વાસ અને શ્રદ્ધાનું અવલંબન લઈને ચાલી શકશો, તો કોઈપણ પાપ-તાપ દ્વારા તમારું મન સંતૃપ્ત થશે નહિ. કોઈ પણ પ્રકારનાં ભ્રમ-ભ્રાન્તિ તમોને ભૂલાવામાં નાખી શકશે નહિ. એ વાત હરગીજ યાદ રાખજો કે જે શુદ્ધ, શાન્ત અને મુક્ત મહાપુરુષનું શરણ તમે સ્વીકાર્યું છે, તેણે નક્કી કરેલા ને ચીંધેલા માર્ગે જ જો તમે ચાલ્યા જશો, તો તમારો મુક્તિનો માર્ગ ક્રમે ક્રમે સરળ અને સુગમ બનતો જશે. ચિંતા કે ભય ધરવાનું કશું જ કારણ નથી. તમારા આશ્રય દાતાનું સ્મરણ નિરંતર કરતા રહેજો. અચાનક, જન્માંતરોની તપસ્યા વગર જે મહાસાધનાનો ઉપદેશ પ્રાપ્ત થઈ શકતો નથી તે મેળવવાને તૈયાર થઈ જાઓ !



૪૦.

અનેક પ્રકારનાં વળગણ અદ્યાપિ તમારા પર રહી ગયાં છે. તે તમને અનેક વાર અકળાવશે ખરાં. પરંતુ કોઈપણ રીતે તમારા ધર્મજીવનનો નાશ કરી શકશે નહિ- જ્યાં સુધી તમે તમારા આશ્રયદાતા ઉપર અચળ અને અટલ વિશ્વાસ, શ્રદ્ધા ને ભક્તિ રાખી શકશો ત્યાં સુધી. એવા શ્રદ્ધા, ભક્તિ, વિશ્વાસ અને આત્મસમર્પણના ભાવો જ તમારા ધર્મજીવનને વિવિધ પ્રકારનાં પાપ-તાપ.

માયા-મોહ અને ભ્રમ-ભ્રાન્તિમાંથી ઉગારી લેશે. જન્મ જન્માંતરની તપસ્યાના ફળ રૂપે જે ચીજની પ્રાપ્તિ માણસને થઈ શકે છે, તે આજે મેળવવા સારું ઝપાટાબંધ તૈયાર થઈ જાઓ ! આવતી માઘી પૂર્ણિમાના પર્વ પર તમારામાંના અનેકોનાં ભાગ્ય ખુલી જશે.

હવે વધારે વિલંબ કરીને અમૂલ્ય વખત બરબાદ કરવાનું પરવડે એમ નથી. દહાડો ઊગે છે ને વખત વહેતો જાય છે, આવરદા ઓછો થતો જાય છે. નાહકનો વધારે વખત હવે તમે ગુમાવો, એ ન ચાલે. આત્મચિંતા, આત્મવિચારણાનો રોજ અભ્યાસ રાખજો. વધારે પડતી ચિંતા કરવા કે ભય ધરવા જેવું કાંઈ જ નથી. અલ્પ સમયમાં જ તમારા ભાગ્યનું પરિવર્તન થવા પામશે. જો તમે તમારા આશ્રયદાતાની વાણીને યાદ રાખી તે મુજબ વર્તવાનું ચાલુ રાખી શકશો તો.

તમારા શારીરિક વ્યાધિના સંબંધમાં એટલું જણાવવાનું કે એ વ્યાધિઓને તમારે વ્યાધિ માનવા જ નહિ. પણ તમારી એ ઉગ્ર તપસ્યા છે એમ જ માનવું.





૪૧.

તમારો પત્ર મળ્યો છે. અનેક દહાડાની અનેક દુષ્કૃતિઓ, બહુ વખતની બહુ મલિનતાઓ પાર કરીને, તમે વિવિધ અવસ્થા સમૂહમાંથી પસાર થતા થતા આજે જે સ્થાનમાં આવી ચઢ્યા છો અને જે આશ્રય પામવા ભાગ્યશાળી બન્યા છો, તેને પ્રતાપે હવે વધુ વખત તમારે દુઃખી થવાનું નહિ રહે. છતાં હજી પણ તરેહ તરેહની અપવિત્રતાઓ આવીને તમોને વિપરિત અવસ્થામાં ઘસડી જઈને હેરાન કરી મૂકે એ સંભવિત છે. પરંતુ તેવે વખતે ચંચળતા દેખાડશો એ નહિ ચાલે, એ બરાબર યાદ રાખજો ! ભયને તો સમુદ્દલ વિસરી જજો ! પાપ તાપને તો ચિરકાળ વિસારે પાડી મૂકજો. માયા-મોહ તથા ભ્રમ-ભ્રાન્તિને ભાંગીને ભૂક્કો કરી નાખજો, અણછાજતી કામનાઓ અને વાસનાઓનો વિનાશ કરી દેજો !

વ્યાધિના ડરથી બી જશો કે અસ્થિર બનશો નહિ. આ વ્યાધિ તે વાસ્તવિક રીતે વ્યાધિ જ નથી. એ તો તમારી મહાપરીક્ષા છે, મહાપરીક્ષામાંથી પસાર થઈ શકશો, તો ઘણી ઘણી મલિનતાઓ - અપવિત્રતાઓમાંથી તમારો ઉદ્ધાર થવા પામશે. આ દેહ ચિરકાળ માટે કોઈનો જ ટક્યો નથી ને ટકવાનો નથી. દેહના વિચારે વ્યાકુળ અને અસ્થિર તો એ જ વ્યક્તિ બને કે જે કેવળ સુખસંભોગમાં જ રચી પચી રહેતી હોય. કોઈ પણ ઘટનાને કારણે વિહ્વળ બનશો નહિ. ખૂબ જ જલદીથી હવે તમારું

ભાગ્ય ફેરવાઈ જશે.

તમે હવે પહેલાંના જેવા નિરાધાર કે લાચાર છો જ નહિ. તમારી સંભાળ રાખી શકે, તેમજ તમોને સમયોચિત સલાહ ને સહાય આપી શકે એવા મહાપુરુષને આશ્રયે તમે આવી ચઢ્યા છો, તે યાદ રાખો. નક્કી કરેલા ને નિર્દેશેલા માર્ગે ચાલવાની કોશિશ હંમેશાં કરતા રહો !



૪૨.

સારી તકની વાટ જોઈને બેસી રહ્યે ન ચાલે. અત્યારે જ પૂર્ણ ઉત્સાહથી અને અનંત ઉદ્યમથી સંઘનેતાએ ચીંધેલ પંથે ચાલવાની તમારે તનતોડ મહેનત કરવી જોઈએ. અત્યાર લગી જે રીતે જે ભાવે સાધના ચાલુ રાખવાનું ઉચિત હતું, તે જો કે સંભવિત નથી થઈ શક્યું, તથાપિ જેણે કરીને પ્રશાંત ચિત્તે અને આનંદિત મને સંઘનેતાની સમીપમાં આગામી માઘી પૂર્ણિમાને દિવસે તપ શક્તિ અને તપસ્તેજના એ પૂર્ણ વિકાસને દિને ઉપસ્થિત થઈને તેઓશ્રીની શુભ દૃષ્ટિ અને શુભ આશીર્વાદ ગ્રહણ કરી શકાય તે માટે આગામી બે મહિના કઠોર નીતિનિયમો અને સંયમના પાલનપૂર્વક સૌ પોતપોતાની સાધના ચાલુ રાખજો !

આ સંઘનો આશ્રય જેમણે સ્વીકાર્યો છે, જેઓ આ સંઘને શરણે આવેલા છે, તેઓ ખરેખર ભાગ્યશાળી છે.



તેમનાં જીવન ખરેખર નિષ્કંટક છે. સંઘનેતાનાં **ચીંધેલાં** અને ઈચ્છેલાં અનુષ્ઠાનોનું આચરણ સંઘનેતાઓની સાધના, સંઘનેતાએ ચીંધેલી અને ઈચ્છેલી ભાવનાઓને અપનાવી લઈ રહેવું એ જ હોય સંઘસંતાનોનો ધર્મ; અને સંઘનેતાએ નહિ ચીંધેલાં અને નહિ ઈચ્છેલાં કર્મોની ચિંતા, ભાવના અને સંકલ્પ - વિકલ્પ કરતા રહી જીવવું એ જ ગણાય સંઘ સંતાનો માટે મહાપાપ. આ વાત એકે એક સંઘસંતાને પોતાના હૃદયમાં સોનેરી અક્ષરે લખી રાખવી જોઈએ.

તમે નિરંતર આ વાણી યાદ રાખ્યા કરજો કે તમારા નૈતિક અને આધ્યાત્મિક જીવનના ઘડતર માટે જ્યાં સુરક્ષિત સ્થાનની આવશ્યકતા રહે છે, તમારા આશ્રયદાતા એ અંતરદૃષ્ટિયુક્ત વ્યક્તિ આગળથી તમોને એવા જ સ્થાનમાં રાખીને તમારી પોતપોતાની પ્રકૃતિને અનુકૂળ હોય એવા આદેશ ઉપદેશ આપ્યા કરે છે. આ બાબતમાં તમારા દિલમાં કોઈ પણ જાતના સંદેહ કે સંશયને સ્થાન આપવું એ તમારા ધર્મજીવનના મૂળ પર કુહાડાનો સખતમાં સખત ફટકો મારવા બરાબર નીવડશે. ક્યારેય પણ કોઈ જાતનો સંશય ઊપજવા પામે તો લાગલું જ જેનું શરણ તમે સ્વીકારેલું છે અને જેને શરણે તમે ગયા છો તેનું સ્મરણ કરવા મંડી પડજો. એટલે તરત જ તમારાં તમામ પાપ-તાપ અને ભ્રમ-ભ્રાન્તિ દૂર થઈ જશે.

તમે જે મહાપ્રબળ અને મહાશક્તિશાળી સંઘનું શરણ સ્વીકાર્યું છે, તેના પ્રતાપે તમારું ધર્મજીવન કોઈપણ રીતે સદંતર નાબૂદ તો થવાનું જ નથી - જ્યાં લગી તમે સંઘનેતાની વાણીને વેદવાણી કે બ્રહ્મવાણી માનતા રહેશો ત્યાં લગી.

卐

૪૩.

જીવન ક્ષણસ્થાયી છે, દેહ ક્ષણભંગુર છે. એટલે ચિરકાળ અહીં રહેવાની આશા કોઈને જ નથી. સંસારરૂપી આ ધર્મશાળામાં તમે મુસાફર તરીકે થોડાક જ દહાડા માટે તમારાં કેટલાંક કામકાજ આટોપી લેવા સારું આશ્રય લીધેલો છે. એટલે કર્તવ્યપાલનમાં બેકાળજી રાખવી ઉચિત નથી. જીવનના અમૂલ્ય વખતને, કર્તવ્યપાલનમાં શિથિલ રહીને, બરબાદ કરશો નહિ. આ પ્રાણપંખી ક્યારે ઊડી જશે, તે જ્યારે અનિશ્ચિત જ છે, ત્યારે પછી કોઈપણ જાતના વૃથા મોહમાં ફસાયા વગર પોતપોતાના ઠરાવેલા અને નિર્ધારિલા માર્ગે ચાલ્યા કરવાની સાવચેતી રાખવી જોઈએ.

અને વળી નહિ ધારેલી કે નહિ કલ્પેલી અનિચ્છનીય ભાવના પાછળ વ્યર્થ ફાંફાં મારશો નહિ. તુચ્છ ભાવનાઓ પાછળ સમય બરબાદ ન કરશો. હજુ કેટલી વાર તમે ભ્રાન્તિના મોહમાં પડ્યા રહીને જીવનના અમૂલા અવસરને એળે ગુમાવતા રહેશો ?



આ સંઘને યથાર્થ સ્વરૂપમાં ઓળખી લેવાનો પ્રયત્ન કરો ! આ મહાસંગ્રામક્ષેત્રમાં તમારે તમારી પોતાની વિશિષ્ટતા, તમારા પોતાનાં માન મર્યાદા અને વ્યક્તિત્વ સાથે ખડા રહીને એક મહાન વીર પુરુષ તરીકેનો તમારો પરિચય આપવાનો આજ સમય છે. સંઘને જો તમે ઠીક પકડી રાખી શકશો, તો તો આખું જગત એકઠું થઈને આવશે તો પણ તમને કોઈ પણ રીતે પહોંચી શકશે નહિ; તો પછી ગભરાવી કે અકળાવી તો શકશે જ ક્યાંથી ? તમે ખૂબ જ ભાગ્યશાળી છો, એમાં તો જાણે કંઈ શંકા જ નથી; કારણ કે અનેક જન્મ જન્માંતરની તપસ્યા વગર આવી તક, આવી અનુકૂળતા અને આવો સંસર્ગ કોઈને જ મળી શકતાં નથી. ભૂતકાળના જીવનની બધી સ્મૃતિઓ સદંતર ભૂલી જજો ! હવે તમે મહામુક્તિ પંથના વટેમાર્ગુ છો. પાપ-તાપ, ભ્રમ-ભ્રાંતિ હવે તમોને કંઈ જ અસર કરી શકશે નહિ. તમારી સ્થિતિ હવે બહુ જલદીથી પલટાઈ જશે. માટે ખૂબ ઉતાવળે તૈયાર બની જાઓ !

વિરાટ પુરુષની વિરાટ શક્તિ પ્રાપ્ત કરતાં પહેલાં એ શક્તિને ધારણ કરવાની લાયકાત મેળવી લેવાની જરૂર છે. કોઈપણ જાતની નિરાશાને તમારા અંતરમાં કદાપિ સ્થાન આપશો નહિ. મનુષ્યના જીવનમાં ભગવત્ કૃપા પ્રાપ્ત થવાનો જો સંભવ હોય. તો તમારા જીવનમાં તેમ થવું જ જોઈએ.

શારીરિક કષ્ટ અને કલેશથી ડગમગી ન જશો. માનસિક ઉદાસીનતાને તો સદંતર કાઢી જ નાખજો. વીરની માફક નક્કી કરેલા માર્ગે ચાલવાની કોશિશ કરજો ! સંઘ તેમજ સંઘનેતા ઉપર અગાધ શ્રદ્ધા, અટલ વિશ્વાસ અને સંપૂર્ણ અવલંબન રાખી શકાશે તો તો તમારું મહાકલ્યાણ થઈ જશે.

આ શ્રદ્ધા ભક્તિ ને વિશ્વાસ ઉપર જ તમારા ભાવી જીવનના મહાકલ્યાણનો આધાર રહેલો છે.



૪૪.

સંઘના આદેશ અને ઉપદેશો સ્મરણમાં રાખીને નિર્ણિત અને નિર્ધારિત માર્ગમાં ચાલ્યા કરવાની તનતોડ કોશિશ કરશો, તો જ જેમનું શરણ તમે લીધું છે અને જેમને શરણે તમે આવ્યા છો. તેમની શુભ દૃષ્ટિ અને શુભાશીર્વાદની તમને પ્રાપ્તિ થશે અને પરિણામે તમે આનંદપૂર્વક મુક્તિના માર્ગમાં આગળ વધી શકશો. એ વાત સર્વદા યાદ રાખજો કે તમે મામૂલી માણસોના જેવું જીવન ગુજારવાને સર્જાયા નથી.

સર્વનિયંતાના શુભાનુગ્રહથી તમે સેંકડોને હજારો ભ્રમમાં ડૂબેલા જીવોના ભ્રમનિવારણના કાર્યમાં સહાય કરતા રહીને તમારા જીવન તેમજ જન્મને સાર્થક કરશો ! તમારી પોતાની અંદર નાની મોટી દુર્બળતાને ભાળીને



નિરુત્સાહી તો તમે કદી જ બનશો ના ખૂબ ખૂબ જલદીથી તેનું નિવારણ થઈ જશે. અત્યાર સુધીમાં તો તમારા ઉપર શુભ દૃષ્ટિ ચાલુ રહી છે, ભવિષ્યને માટે પૂરતી સાવધાની સાથે ચાલવાની કોશિશ ચાલુ રાખજો !



૪૫.

અનેક જન્મ જન્માંતરોના પુણ્યોદય વગર માનવીના જીવનમાં આવી રીતની ભગવત્કૃપાની પ્રાપ્તિનો સુયોગ મળી આવતો નથી. સવિશેષ સાવધાન અને સાવચેત બનીને ચાલતા રહેજો કે જેથી આ સુયોગ અને સગવડ નષ્ટ થવા ન પામે. અનેકવાર એમ થઈ આવે છે કે ગુફામાં બેઠક જમાવીને તપશ્ચર્યા કર્યા વગર ભગવત કૃપાનો લાભ મળતો નથી. એ ધારણા સાવ પાયા વગરની અને મિથ્યા છે. એવી ધારણાને વશ બનીને ઘણા લોકો ઘણીવાર ગુફામાં ભરાઈ તેમના જીવનનું સર્વસ્વ ગુમાવી દઈને ખાલી હૈયે અને શુષ્ક પ્રાણે ઘેર પાછા ફરીને નિમ્ન રીતે પોતાનું જીવન ગુજારતા રહે છે. માટે ભૂલે ચૂકે પણ એવા વિચારને હૃદયમાં સ્થાન આપશો, તો તમારા ધર્મજીવનને હાનિ પહોંચશે.

સંઘનેતાને માન્ય અને સ્વીકાર્ય ન હોય તેવાં કર્મોનું આચરણ કરવાથી ધર્મજીવનના મૂળમાં કઠોર કુહાડાનો ઘા મારવા જેવું થશે. તમોને જે સ્થળે રાખવાથી

અને જે કર્મો તમારી પાસે કરાવ્યાથી તમારી આત્મશક્તિ જાગ્રત થાય અને આત્મતત્ત્વની તમને પ્રાપ્તિ થાય. તેવા જ સ્થાનમાં તમને મૂકીને તેવા જ પ્રકારનાં કર્મો તમારી પાસે કરાવવામાં આવે છે અને આવતાં રહેશે. કોઈપણ પ્રકારનો સંશય કે સંદેહ તમારી અંદર આવીને તમારા ધર્મજીવનનો નાશ ન કરી દે, તે બાબતમાં ખાસ સાવચેત અને સાવધાન બની રહેજો !

સંઘનેતા પાસેથી જે જે આદેશો અને ઉપદેશો અનેકવાર તમને મળ્યા છે, તેનું યથાર્થ પરિપાલન જીવનપર્યંત તમારા તરફથી થયું નથી. પરંતુ ભવિષ્યને માટે સાવધાન રહેજો !



૪૬.

પોતીકા તર્કવિતર્કોને ત્યજી દઈને આશ્રયદાતાના નિર્દેષ અને ઉપદેશ અનુસાર જો કોઈ ચાલી શકશે તો તેની ઉન્નતિ બાબતની ચિંતા તેને રાખવી નહિ પડે. એના પુરાવા તરીકે જોઈ શકાય તેમ છે કે નાના નાના જે છોકરાઓ સંઘમાં જોડાય છે તેઓ પોતાની ભ્રાન્ત બુદ્ધિનો ગર્વ છોડીને આશ્રયદાતાની સલાહસૂચના મુજબ ચાલે છે, તો નિર્દિષ્ટ સમયમાં તેઓ જીવનના ચિરવાંછિત ફળને પ્રાપ્ત કરી લે છે.





૪૭.

આત્મવિશ્વાસ તથા આત્મશક્તિની અંદર આસ્થા રાખવાને અભાવે મનુષ્ય ઘણીવાર પોતાની જાતને બિલકુલ તુચ્છ ગણી કાઢીને અત્યંત દુર્દશાભર્યું જીવન ગુજારતો રહે છે. હજુ પણ તમે આત્મશક્તિમાં આસ્થા રાખીને અને આત્મવિશ્વાસના બળથી બળવાન બનીને તમારા આશ્રયદાતાના આદેશ અને નિર્દેશ પ્રમાણે વીરની માફક કર્મ કરતા રહેશો તો થોડા જ વખતમાં જોઈ શકશો કે તમારું ભાગ્ય કેવું પલટાઈ જાય છે. અને તમારી અંદર કેવાં અસીમ તેજોવીર્ય અને વિક્રમ પરાક્રમ આવી જાય છે ! અને એ તેજોવીર્ય અને વિક્રમ પરાક્રમના પ્રભાવથી જ તમે ચિરવાંછિત વસ્તુનો લાભ મેળવવાને સમર્થ થશો. એ ધારણા નિરંતર હૃદયમાં જાગ્રત રાખજો કે તમારાં શક્તિસામર્થ્ય કોઈના પણ કરતાં કમ નથી. તમારી કર્મશક્તિ જ તમને આશ્રયદાતાની શુભ દૃષ્ટિ અને શુભ આશીર્વાદ પ્રાપ્ત કરાવીને તમને મહામુક્તિના પંથે ચડાવશે અને ચલાવશે. આવો ભાવ દૃઢ કરીને ચાલતા રહેજો !



૪૮.

તમારે ચિંતા કરવા જેવું કે ભય ધરવા જેવું કશું જ નથી જો તમે સંઘની તેમજ સંઘનેતાની વાણીને વેદવાણી કરતાં પણ અદકેરી માનીને ધૈર્ય સાથે તેનું પરિપાલન કરતા રહેશો તો. થોડોક વખત તમારે જાત જાતના અત્યાચારો સહન કરવા પડશે. પણ તે પછી તમારી અવસ્થા એકદમ પલટાઈ જશે. પાપ-તાપ અને માયા-મોહથી ડગમગી જશો તે નહિ ચાલે, તે તમારે માટે હોય જ નહિ, એ તો વિષયના કીડા અને ભોગાસક્ત વ્યક્તિઓને માટે જ હોય. તમે તો નિત્ય શુદ્ધ બુદ્ધ ને મુક્ત પુરુષનાં સંતાન હોઈ તેના જ આશ્રયથી રક્ષાયેલા, તથા તેના જ જ્ઞાનદીપથી દેદીપ્યમાન થયેલા છો- એવી સ્મૃતિ હૃદયમાં સદંતર જાગતી રાખજો ! ઝપાટાબંધ તૈયાર થઈ જાઓ ! તમોભાવનો નાશ કરી દઈને અને સત્યના પ્રકાશે પ્રકાશમાન બનીને નિર્ણિત તેમ જ નિર્ધારિત પંથે ચાલવાનો પ્રયત્ન કરતા રહેજો !

એવી કોઈ લાલચ, આજ સુધીમાં સૃષ્ટિ પર પેદા થઈ નથી કે જે તમોને લલચાવી શકે, જો તમે પોતાની જાતને સંઘની અંદર ક્ષીર નીર ન્યાયે મિલાવી દઈ શકશો. વખતો વખત આવતી જાત જાતની ચિંતાઓ દ્વારા ગભરાવાના કે મુંઝાવાના પણ પ્રસંગ આવશે. પરંતુ તેથી ચંચળ બની જશો તે નહિ ચાલે. નિરંતર મૃત્યુનો ખ્યાલ રાખતા રહી વિવેક વૈરાગ્યનો જવલંત અને જીવંત ભાવ હૃદયમાં જાગતો રાખજો ! દેહની ક્ષણભંગુરતા વિષે ખાસ



વિચાર કરતા રહેજો; જપની સંખ્યા વધારતા રહેજો; ઠરેલા નીતિનિયમોનું પરિપાલન કરતા રહેજો !



૪૯.

તમારા અવિશ્રાંત પરિશ્રમને પરિણામે હીન, અત્યંજ અને પતિત જાતિઓની અંદર કોઈપણ રીતે ધર્મનો ઉત્સાહ પ્રગટી નીકળશે તો તમારી મહેનત, તમારી કોશિશને યથેષ્ઠ સફળતા મળી ગણાશે. આ નિઃસ્વાર્થી કર્મને પ્રતાપે તમારી સુશુપ્ત શક્તિ જાગ્રત થઈને, અવિકસિત અને અપ્રકાશિત શક્તિનો વિકાસ અને પ્રશાશ થઈને તમોને ત્યાગ - સંયમ - સત્ય અને બ્રહ્મચર્યના માર્ગમાં મહામુક્તિના માર્ગમાં યથેષ્ટ સહાય કરશે.

સર્વનિયંતાની આગેવાની તળે આજ તમોએ જે મહાવ્રતની દીક્ષા લીધી છે, તેવું સૌભાગ્ય મહાન પુણ્યશાળી જીવો સિવાય બીજાઓને કદાપિ પ્રાપ્ત થઈ શકતું નથી. આજે તમો હીન અંત્યજોને ખોળામાં ઊંચકી લેવા કાજે, પતિતોના ઉદ્ધારના માર્ગમાં સહાય કરવા માટે જ એ મહાનમાં મહાન પુરુષને હસ્તે મહાવ્રતના વ્રતધારી બન્યા છો તમો સૌ પોતપોતાના પૂર્વજીવનોની એકે એક સ્મૃતિને સાવ વિસરી જઈને અદમ્ય ઉત્સાહ અને પ્રબળ પરાક્રમ સાથે, અનંત ઉદ્યમ અને ખંતને

ધારણ કરીને, ધીરજપૂર્વક આ મહા સંગ્રામક્ષેત્રમાં પોતપોતાનાં કર્તવ્ય સાધવાની તત્પરતા દાખવજો !

ભૂલી જજો પાપ, તાપ, દુર્બળતા અને ભીરુતા. સદાસર્વદા સ્વાતંત્ર્ય ભાવને ધારણ કરીને ચાલ્યા કરજો ! નિયમિત રોજનિશિ લખતા રહેજો તથા જપની સંખ્યા વધારતા જજો ! મૃત્યુના ચિંતન દ્વારા તમારા વિવેકવૈરાગ્યમાં તીવ્રતા આણજો ! કામ ક્રોધાદિ રિપુઓ અને ઈન્દ્રિયો ઉપર પ્રબળ પ્રભાવ વિસ્તારીને તમારી આત્મશક્તિનું રક્ષણ કરતા રહેજો !

સંઘના ઠરેલા અને ચીંધેલા માર્ગે ચાલતા રહેશો, તો પછી તમારે ચિંતા કરવા જવું કે બીવા જેવું કશું જ નહિ રહે અનેક જન્માન્તરોના પુણ્યોદય અને સૌભાગ્યને લીધે જ તમોને આ સંઘના આશ્રયે આવી આ વિરાટ કર્તવ્યાનુષ્ઠાનમાં ફાળો આપવાનું સદ્‌ભાગ્ય હાંસલ થયું છે. એ સનાતન પુરુષની અપાર કૃપા-કરુણા વગર કોઈની આટલી પ્રગતિ થઈ શકતી નથી.



૫૦.

માનસિક અવસ્થાનું પરિવર્તન અનેક વેળાએ અનેક રીતે થયા જ કરશે. એથી ડગી ગયે નહિ ચાલે. આ તો તમારો પરીક્ષાનો સમય છે. આ મહા પરીક્ષામાં જો તમો પાસ થઈ જશો, તો તો પછી મહા શાંતિસુખમાં



બાકીનું જીવન ગુજારી શકાશે. સંકલ્પમાં દૃઢ રહીને આરંભેલું કાર્ય પાર પાડવાનો નિશ્ચય કરીને સાચા વીર નરની પેઠે ચંચળતા ઉશૃંખલતા અને ચિત્તની ડામાડોળતાને ત્યજી દઈને ધૈર્ય, સ્થૈર્ય તથા સહિષ્ણુતાપૂર્વક તમે સૌ પોતપોતાના ભાવને ટકાવી રાખજો ! સાધારણ ઘટનાથી ચળી જશો નહિ. ભ્રમ ભ્રાન્તિ અનેક વાર આવી ઉપસ્થિત થશે. તેનાથી ડગી ગયે નહિ પાલવે.

તમો વીર વિક્રમશાળી સાધકનાં સંતાન છો - એ વાત અહર્નિશ યાદ રાખજો ! દુર્બળતા જ પાપ છે, ભીરુતા જ પાપ છે, ચંચળતા જ પાપ છે. રોજ ને રોજ ડાયરી લખતા રહેજો, અને રોજ ને રોજ વધારે નહિ તો અર્ધો કલાક તો જરૂર મૃત્યુનો ખ્યાલ જ તમારી ઈન્દ્રિયોની ઉત્તેજના અને રિપુઓની પજવણીને નાબૂદ કરી શકશે. એક જ આસને વધુમાં વધુ સમય બેસી શકાય તેવો પ્રયત્ન કરજો ! નિયમિત વ્યાયામ કરતા રહેજો અને જપની સંખ્યા રોજ ને રોજ વધારતા રહેજો ! પૂર્વાશ્રમની વાત યાદ આવી જાય તો પ્રાયશ્ચિત્ત કરી નાખજો ! છેતરપિંડી કરીને પોતાના કર્તવ્ય કર્મની ઉપેક્ષા કરશો નહિ. ધ્યાન અને અભ્યાસ ચાલુ રાખજો ! અપરિમિત આહારને બ્રહ્મચર્ય રક્ષા કાજે ખાસ વિઘ્નકર્તા સમજજો !



૫૧.

જે બધા કર્મચારીઓ સંઘનો ત્યાગ કરી ગયા છે, તેમના દ્વારા સંઘનું ખાસ અહિત કશું જ થવાનું નથી. ઊલટ પક્ષે એ બધા લોકો આ સંઘમાં ચાલુ રહ્યા હોત તો ભવિષ્યમાં ખૂબ હાનિકર્તા થઈ પડ્યા હોત.

જેનામાં સંયમનો અભાવ હોય, જેનામાં સત્ય અને સાધનાનો અભાવ હોય - એવા કર્મચારીઓ દ્વારા આ સંઘનું કશું જ દળદર ફિટી શકે નહિ. એવો એક સમય જરૂર આવશે કે જ્યારે સંઘના સંયમ અને સાધનાના પ્રબળ પ્રભાવથી સમગ્ર દેશ રંગાઈ ગયો હશે.

તમારામાંના એકેએક જણે એકેક સ્વતંત્ર Organisation-સ્વતંત્ર સંસ્થા ચલાવવાની તાકાત પ્રાપ્ત કરીને તૈયાર બની રહેવું જોઈએ. સંઘ-સંતાનોની અંદર પરસ્પર કોઈ પણ જાતનો વિરોધ કે ભેદભાવ કદાપિ ન થવો જોઈએ.

卐

૫૨.

મનુષ્યને અનેક પ્રકારની અવસ્થાઓમાંથી પસાર થતાં થતાં આગળ વધવાનું રહેશે. આપણા સંઘનાં જેઓ સંતાન બનેલા છે તેમણે માટે એવાં કોઈ જ પાપ-તાપ, ભ્રમ-ભ્રાન્તિ કિંવા માયા-મોહ નથી કે જે તેમના ધર્મજીવનને નાબૂદ કરી શકે. તથાપિ કોક કોક વેળા



કોક કોક શત્રુ ચઢી આવી આક્રમણ દ્વારા વિહ્વળ કરી મૂકે એ સંભવિત છે. માટે એક હાથમાં કર્મ અને બીજામાં વિવેક-વૈરાગ્ય રૂપી ધારદાર તલવાર લઈને જ સદા ચાલતા રહેવું.

વિવેક-વૈરાગ્યની પાણીદાર તલવાર દ્વારા રિપુઓ, ઈન્દ્રિયો તેમજ વાસના ઈત્યાદિનો સંહાર કરી નાખો ! પ્રત્યેક પળે આ દેહના આખરી અંજામનો વિચાર કરતા રહી સંઘનાં સ્વાભાવિક કર્મોને અપનાવી લઈ ચાલ્યા કરશો. તો જ કોઈ શત્રુ તમારા પર હુમલો કરવાનું સાહસ કરી શકશે નહિ. વિવેક-વૈરાગ્યને છોડી દેવાથી તમે હથિયાર વગરના અડવા બની જશો. એવી અવસ્થામાં શત્રુઓ જ્યાંથી ત્યાંથી ચડી આવી તમને મહાત કરી દેશે.

卐

૫૩.

...ના જીવનમાં કેટલીય બધી દુર્બળતા આવી હતી. પરંતુ તેય ધૈર્યના ગુણે કરીને તથા જરૂરજોગી માનસિક દૃઢતાને પરિણામે સાધકજીવનમાં સફળતા મેળવી શક્યા. એમના જીવન કરતાં તો તમારું જીવન ઘણુંય પવિત્ર અને સુસંસ્કારવાળું છે ! તમે સંન્યાસી થઈને જગતમાં નવો અવતાર ધારણ કર્યો છે. વિષયના કોઈપણ આઘાત-પ્રત્યાઘાત તમને સ્પર્શી શકે એમ નથી. મનુષ્યના

જીવનમાં જે કંઈ લાભ મળવાનું શક્ય છે, તે લાભ તમારા જીવનમાં મેળવવાનું કાંન સંભવે ?

તમારા સંકલ્પમાં તમે ચુસ્ત રહેજો ! લીધેલી પ્રતિજ્ઞામાંથી પ્રાણાન્તે પણ ચળશો નહિ, તો તમારી અનેક સમસ્યાઓનો આપોઆપ ઉકેલ આવી જશે. નિરાશ અને નિરુત્સાહ એ જ તમારાં પાપ છે. તમારી બાબતમાં બધું જ સંભવિત છે. છતાં પણ સમયની રાહ જોવી રહેશે. વિહ્વળ બન્યે નહિ ચાલે.

તમારા જેવા પુણ્યશાળી જીવો જગતમાં કેટલા હશે? જિલ્લે જિલ્લે તમારા જેવા કેટલાં ત્યાગી સંતાનો મળી આવે તો તો વચ્ચે વચ્ચે જે કંઈ નિર્બળતા આવી જાય છે, તે તમામ દૂર થઈ જાય. પણ એની ઝાઝી ફિકર તમે કરશો નહિ.

તમે જેનાં સંતાન છો, જેના આશ્રિત છો, તેની કીર્તિને ખાતર પણ તમારે આમ નિરુદ્યમી અને નિરુત્સાહી ન બનવું જોઈએ. એમ થવું તમને શોભે જ નહિ. તમારાં શક્તિ-સામર્થ્ય જોઈને જગત ચકિત થઈ જાય, એવો દિવસ આવે છે. આ દેહનો આખરી અંજામ તો બે મૂઠી ભસ્મ સિવાય કંઈ જ નથી, એ સતત સ્મરણમાં રાખી વર્તતા રહેજો, કોઈ પણ ઘડીએ અને કોઈપણ પળે આ દેહનું પતન થઈ જાય એમ છે. વિવેક-વૈરાગ્યને ધારણ કરીને રોજિંદાં કાર્યો બજાવતા રહેવાથી ક્યારેય પણ



કોઈ પણ પ્રકારની દુર્બળતા દેખા દેશે નહિ.

મન અને ચિત્તને સંઘનેતામાં જ રાખવાથી સમસ્ત પાપ-તાપ તેમજ દુર્બળતા નષ્ટ બની જશે. બુદ્ધદેવ મૃત્યુના ચિંતન દ્વારા જ પોતીકાં તમામ પાપ-તાપ, દુર્બળતા, વિષયવાસના રિપુઓ તેમજ ઈન્દ્રિયોની ઉત્તેજનાને નાબૂદ કરી શક્યા હતા. બુદ્ધદેવનો એ પ્રસંગ અને એ ભાવ સતત યાદ રાખજો ! ચઢી આવેલી સઘળી આંધી દૂર થઈ જશે.



૫૪.

મનને હવે નજીવા વિષયોમાં પરોવી રાખો એ ન ચાલે. જે કાર્ય કરવાને માટે તમે આ સંઘને આશ્રયે આવ્યા છો, તે કાર્ય પાર પાડવાનો સંપૂર્ણ મોકો અત્યારે જ છે. તેથી આવી બાબતોમાં સમય બરબાદ કરવાનું આપણને ના પરવડે. આજે તમારો સંઘ સમસ્ત ભારત જપ-તપ-સ્તેજ અને તપ: પ્રભાવનો પરચો દેખાડીં ઊંચી ટોચ પર ઊભો રહ્યો છે. એ જ સંઘના તમે સંતાન છો. તેથી આવી જાતના ક્ષુદ્ર વિચાર રાખવા તમને શોભે નહિ. તમારા શક્તિ સામર્થ્ય અને તેજ-વીર્ય એવાં બની રહેવા જોઈએ કે તમારાં દર્શન અને સ્પર્શથી આમજનતાની આવૃત્તિઓ ઘરમૂળથી બદલાઈ જાય. દુર્બળતા અને ચંચળતાને એકદમ દૂર કરી દો ! વિભ્રમ-વિભ્રાન્તિને એકદમ ભૂલી જાઓ !

અંતર વિષે પ્રેમ, પવિત્રતા, સામ્ય અને માનવીને સંપૂર્ણ વિકસવાની તેમજ પ્રકાશવાની આઝાદી આપવી ઘટે છે. એ ભાવોનો આવિર્ભાવ, પ્રકાશ અને વિકાસ તમારી અંદર થોડા વખતમાં જો ન થાય, તો પછી માયા-મોહથી જર્જરિત બનેલા, પાપતાપથી દગ્ધ થયેલા, બીકણબાયલા તેમજ દુર્બળતાથી ઉભરાતા આ માનવસમાજને નિષ્પાપ અને નિર્મળ કરીને મહામિલનના આ મહામુક્તિના પંથ પર ચઢાવી દેવાની શક્તિ તમારામાં ક્યાંથી આવશે ?

તમારી પોતાની જ અંદર જો મિલનનો ભાવ નહિ પ્રગટ્યો હોય, તમારા પોતાના જ હૃદયમાં જો સામ્ય અને મૈત્રીના ભાવ નહિ ખીલ્યા હોય, તો પછી દેશ, જાતિ અને સમાજની અંદર એ ભાવની ખિલાવટ કરી મહામુક્તિના પંથમાં તેમને કેવી રીતે તમે આગળ દોરી જઈ શકશો ?

માટે જેમ બને તેમ જલદી જલદી તમારી અંદર જે ભેદભાદ મોજૂદ છે તેને દૂર કરી દઈ પરસ્પરમાં આશા રાખ્યા પ્રમાણે, અભિવાંછિત અને અભિષ્ટ પ્રેમ-મૈત્રીના ભાવ સ્થાપી દો !

કયા જિલ્લામાં કેટલા છોકરાઓ નાનપણથી જ આ જાતનો પવિત્ર ભાવ અપનાવી લઈને જીવનના પરમ આદર્શરૂપી ત્યાગધર્મને ગ્રહણ કરીને પોતાનું જીવન ગુજારતા થયા છે ? કોઈપણ સાધારણ ઘટનાથી હચમચી



જાઓ એ ન પરવડે. ધૈર્યને ધારણ કરીને સંઘનેતાએ મૂકેલો ભાર સહર્ષ ઉઠાવી લઈ આ વિશ્વ-સંસારમાં સાચા વીરની માફક વિચરતા રહો ! જ્યાં સુધી તમે જેને શરણે આવ્યા છો અને જેનું શરણ સ્વીકાર્યું છે તેના આદેશ-ઉપદેશને સ્મરણમાં રાખી તે મુજબ ચાલતા રહેશો ત્યાં સુધી તમારો ધ્વંસ કે નાશ કરી શકે એવી તાકાત કોઈનામાં નહિ હોય.

તમારી મહાનુભાવતા અને ઉદારતા તેમજ ચિત્તપ્રસન્નતા જોઈને લોકસમાજ સ્તબ્ધ અને ચકિત બની જવો જોઈએ.

卐

૫૫.

જેના ઉપર આવી જાતનો મહાન ભાર મૂકી શકાય - યાને જે એવો ભાર ઉઠાવવાને લાયક ગણાય, તેનાં કાર્ય અને ચિંતન ખાસ અનિચ્છનીય હોય એવો સંભવ બહુ થોડો. સૌ કોઈએ પોતપોતાની બુદ્ધિ મુજબ કાર્યો કર્યે જવાં એમાં કદી કંઈ ભૂલચૂક થશે, તો તે પાછળથી સુધારી દેવાશે. હમેશાં એવો વિશ્વાસ કાયમ રહેવાની જરૂર છે કે મારી ચિંતા, ભાવના અને મારું આરંભેલું કર્મ એ બધું જ સંઘનેતાની ઈચ્છા અને રુચિ મુજબ જ થઈ રહ્યું છે.

卐

સંઘનેતાની તપઃશક્તિ અને તેમના તપસ્તેજના પૂર્ણ વિકાસને દિને, એ શુભ દિને, શુભ લગ્ને જેઓ તેમના આશ્રિત અને અનુયાયી હોય, તેમના દિલમાં સંઘનેતાની શુભ દૃષ્ટિ અને શુભાશિષ પ્રાપ્ત કરવાની તીવ્ર ઈચ્છા અને ગાઢ ધગશ ન પ્રગટે એ શું સારું કહેવાય ? જેટલી ધગશ અને જેટલી આકાંક્ષા તમારા દિલમાં જાગે છે એ તમારી બાબતમાં પુષ્કળ કે પૂરતી તો નથી જ. ખૂબ ખ્યાલ કરો, ખૂબ વિચાર કરો, વારંવાર તેની સ્મૃતિ પળે પળે અને શ્વાસે શ્વાસે - તમારા હૈયામાં સજાગ રાખવાનો પ્રાણાંત પર્યંત પ્રયાસ કરતા રહો, એટલે જણાશે કે દિન પ્રતિદિન તમારી વિવિધ સમસ્યાઓના ઉકેલ આપમેળે આવી જાય છે ! પ્રત્યેક શ્વાસે શ્વાસે અને પ્રત્યેક પલકારે તમે જેનું શરણ લીધું છે, તેની સ્મૃતિ તાજી રાખીને ચાલવાની કોશિશ કરવી. એ સ્મૃતિનો જે ક્ષણે વિલોપ થશે તે જ ક્ષણે દુર્બળતા આવીને તમોને ઘેરી વળશે. એ સ્મૃતિને નિયમિત રીતે જો દિલમાં જાગ્રત રાખી શકાશે, તો પાપ-તાપ, માયા-મોહ, ભ્રમ-ભ્રાન્તિનું ગજું નથી કે તમારા કેશાગ્રને પણ છેડી શકે.

તમે જેના આશ્રિત છો તેની શુભ દૃષ્ટિથી પલવારમાં અનેક પ્રકારનાં તમસ દૂર થઈ શકે છે. એટલે ચિંતા કરવાનું કે બીવાનું કોઈ કારણ નથી. નિરાશા તથા નિરુત્સાહને કાયમને માટે વિસરી જવાં.







તમે ભારતવર્ષના સંન્યાસી છો એવા સંન્યાસી કે જેના તપસ્તેજે અને તપોબળે આ દેશ બળવાન બનતો હતો, જેની તપઃશક્તિથી આ દેશ શક્તિમાન થતો હતો, અને જેના પુનિત સંસર્ગના પ્રભાવે પાપ-તાપથી દગ્ધ બનેલા અને માયા મોહથી સંમોહિત બનેલા મનુષ્ય નિષ્પાપ અને નિર્મળ બની જતા હતા.

બહુ જન્માંતરોના પુણ્યોદયે મનુષ્યને જે સંન્યાસધર્મ ગ્રહણ કરવાનો સુયોગ સાંપડે છે; તે મહાન ધર્મ તમે ગ્રહણ કર્યો છે, હવે તમારે માટે સમય અને સુયોગ આવ્યા છે. ખૂબ જલદીથી નિયન્તાના અનુગ્રહથી તમે વિભ્રમ-વિભ્રાન્તિ અને વિસ્મૃતિને નાબૂદ કરી શકશો. હવે તો તમારે વિભ્રમ-વિભ્રાન્તિના ચૂરેચૂરા કરી નાખીને, અને આત્મબોધ અને આત્મસ્મૃતિને હૃદયમાં નિરંતર જાગ્રત રાખીને સંઘનેતાના આદેશ ઉપદેશોનું સ્મરણ કરતા કરતા નિર્મિત અને નિર્ધારિત માર્ગે સિંહ સમા પરાક્રમથી અવિચલિત ભાવે આગળ વધવું જોઈએ. એમ કરી શકશો તો થોડા જ વખતમાં તમે જોઈ શકશો કે તમારા દિલના તમસ માત્ર આસ્તે આસ્તે કપાતા જાય છે. ભ્રમ-ભ્રાન્તિનાં આવરણો ક્રમે ક્રમે ખસતાં જાય છે, ને વિવેક-વૈરાગ્યના પ્રભાવથી ને જ્ઞાન-દીપકના ઉજાસથી તમારા ચિત્ત-મન જાણે ઉજળાં ઝળહળતાં બની જાય છે. આ સ્થિતિએ જ તમે આત્મબોધ તથા આત્મસ્મૃતિના

ભાવોને અંતરમાં નિરંતર જાગ્રત રાખવાને સમર્થ બનશો.

આ સંઘના આશ્રિત, શરણાગત તથા શરણાપન્ન જે લોકો છે, તે આજે ખૂબ જ સૌભાગ્યવાન છે. અને તેમનાં જીવન ખૂબ જ સહીસલામત છે. સંઘનેતાને માન્ય અને ઈચ્છિત હોય તેવાં કર્મોનું આચરણ કરવું એ તેમની સાધના અને ઉપાસના હોય, અને સંઘનેતાને અમાન્ય અને અણગમતાં હોય, તેવાં કર્મોનાં ચિંતા, ભાવના તથા સંકલ્પ સાથે જીવન ગુજારવું એ મહાપાપ હોય. આ સ્મૃતિ સંઘસંતાનોએ પોતાના હૃદયપટ પર સુવર્ણાક્ષરે હંમેશને માટે લખી રાખવી ઘટે છે.

તમે જે વિરાટ સંઘનું શરણ સ્વીકાર્યું છે તેને પ્રતાપે તમારું ધર્મજીવન કોઈપણ રીતે નષ્ટ થઈ શકશે નહિ. જ્યાં સુધી સંઘનેતાની વાણીને વેદવાણી અને બ્રહ્મવાણી તરીકે સ્વીકારતા રહેશો ત્યાં સુધી.

આગામી માઘી પૂર્ણિમાને દિને-તપઃશક્તિ, તપસ્તેજ અને તપઃભાવના એ પરિપૂર્ણ વિકાસને દિને તમો બધા જ સંઘનેતાની સમીપમાં હાજર થઈ જઈને તેમના પૂર્ણ તપસ્તેજના વિકાસની વેળાએ તેમની શુભદૃષ્ટિ અને શુભાશીર્વાદ અને તપઃપ્રભાવ જેનાથી ગ્રહણ કરી શકાય એવી પ્રાણ-મનની આકાંક્ષા અને તાલાવેલી સાથે આવી પહોંચવાને તૈયાર બની રહેજો !

સમય-સુયોગને એળે ન જવા દેતાં, આત્મશક્તિ



વિષે આસ્થા સ્થાપન કરીને સંઘનેતાના આદેશ-ઉપદેશોને પ્રાણે પ્રાણે અને મને મને ગૂંથી લઈ તેમના નક્કી કરેલા અને નિર્ધારિત કરેલા માર્ગે ચાલવા માટે તમારી જાતને હરહંમેશ તૈયાર રાખજો !

આ વાત હરહંમેશ યાદ રાખજો કે આ વિશ્વ સંસારમાં જો કોઈ પણ માણસ આત્મશક્તિને જાગ્રત કરીને આત્મતત્ત્વની પ્રાપ્તિ કરી શકે તેમ હોય, તો તે તમારી બાબતમાં જરૂર સંભવે.

મનુષ્યના જીવનમાં આત્મતત્ત્વની પ્રાપ્તિ માટે જે જાતની તક અને સગવડની જરૂર છે તે તમામ તમોને અત્યારે મળી ચૂકી છે. એટલે હવે તમારે કોઈપણ જાતની ચિંતા રાખવાનું સહેજ પણ કારણ નથી. તો પણ તમારે હજી આશ્રયદાતા ઉપર સંપૂર્ણ આસ્થા, નિર્ભરતા અને પૂર્ણ વિશ્વાસ ચાલુ રાખવાની જરૂર તો છે જ. આશ્રયદાતાના ભાવ સાથે એકરૂપ બની, એ એકરૂપતાને જો કાયમ માટે ટકાવી રાખી શકાય, તો તેમની શુભદૃષ્ટિના પ્રભાવથી જન્મજન્માંતરનાં દુષ્કૃત્યો અને દુર્ભાગ્ય બહુ જ થોડા કાળમાં ટળી જાય.

મને નિરંતર ગુરુસુખી કરી રાખી શકાશે તો બહુ જ થોડા વખતની અંદર ધર્મજીવનનાં અનેક રહસ્યોના ભેદ તમારી આગળ ખુલ્લા થઈ જશે.

॥ हरि ॐ प्रणवार्पणमस्तु ॥

ॐ

# વૈદિક સંધ્યાવિધિ

## શાન્તિ પાઠ

ૐ પૂર્ણમદઃ પૂર્ણમિદં પૂર્ણાત્ પૂર્ણમુદચ્યતે ।
પૂર્ણસ્ય પૂર્ણમાદાય પૂર્ણમેવાવશિષ્યતે ॥
ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ હરિઃ ૐ ॥

卐

ૐ સહનાવતુ સહનૌ ભુનક્તુ
સહવીર્ય કરવાવહૈ
તેજસ્વિનાવધીતમસ્તુ મા વિદ્વિષાવહૈ.
ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ હરિ ૐ ।

卐

ૐ અસતો મા સદ્ગમય ।
તમસો મા જ્યોતિર્ગમય ।
મૃત્યોર્મા અમૃતં ગમય ॥
આવીરાવીર્મએધિ ॥
ૐ શાંતિ : શાંતિઃ શાંતિઃ હરિ ૐ ।



# આરતી મંત્ર

## આરતી પહેલા

ૐ હરગુરૂ શંકર શિવશંભુ

## આરતી સમયે

ૐ કાર જયગુરૂ ૐ કાર જય શિવ ૐ

## આરતી પછી

ૐ ગુરૂકૃપા હિ કેવલમ્

## ગુરૂ પ્રણામ મંત્ર

ૐ અજ્ઞાનતિમિરાન્ધસ્ય જ્ઞાનાંજનશલાકયા ।
ચક્ષુરુન્મીલિતં યેન તસ્મૈ શ્રી ગુરવે નમઃ ॥
મંત્ર સત્યં પૂજા સત્યં સત્યં દેવો નિરંજનઃ ।
ગુરોર્વાક્યં સદા સત્યં સત્યંમેવ પરં પદમ્ ॥
અખંડમંડલાકારં વ્યાપ્તં યેન ચરાચરમ્ ।
તત્પદં દર્શિતં યેન તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥
પિતૃ માતૃ સુહૃદ્બન્ધુવિદ્યાતીર્થાનિ દેવતા ।
ન તુલ્યં ગુરુણા શીઘ્રં સ્પર્શયે પરમં પદમ્ ॥
ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુઃ ગુરુર્દેવો મહેશ્વરઃ ।

